THIS WORK

IS

*MOST RESPECTFULLY DEDICATED*

TO

# BYRAMJEE JEEJEEBHOY ESQUIRE

AS

A SMALL TOKEN OF RESPECT & ESTEEM FOR HIS PATRONAGE, ARDENT ZEAL & LIBERALITY IN ENCOURAGING WORKS OF PUBLIC UTILITY.

BY

THE AUTHOR

1872.

નેક નામદાર સેઠ બેરામજી જીજીભાઈ

એઓને

જાહેર ઊપીઓગનાં કાંમોમાં આપેલી મદદ, ઊલટ
અને સખાવતને માંટે

માનની એક નાંહાંની ઇધાંણી દાખલ

# આએ પુસતક

તેનાં બનાવનારે

મોટાં માંન સહીત

અરપણ કરીઊંછે.

૧૮૭૨

# PREFACE.

In placing these pages before the Commercial Public, the author confidently hopes that they will be the means of supplying a want hitherto felt by them. The English names of Commercial articles have been arranged in Alphabetical order together with their Goojratee Pronunciations and Synonyms. Their uses, natural properties, growing localities and other useful information together with the names of Countries to and from which they are exported and imported, have all been carefully embodied and defined as clearly as possible. All along it as been the Author's aim to render the work useful alike to Merchants as to general readers and Scholars, and he sincerely trusts that its general utility will secure for it the entire approval and ready support of the Public.

After several pages of this work had passed through the press, it was found that several important words whose definitions were indispensable, were omitted and these have been duly added in the form of a supplement.

With the view of rendering it useful both to European and native Merchants, a KOSH or a Vocabulary of articles of Commercial and General utility has been affixed to it. These have been arranged in the order of the Goojratee Alphabet with their English pronunciations & English Synonyms with their Goojratee pronunciations, —a facility which will, it is to be hoped, be duly appreciated by the Mercantile public.

The Author begs to acknowledge the valuable aid of Mc Culloch's Commercial Dictionary as also of another work on the same subject.

Finally, if this book meets with the ready support of the Commercial Community & the Public in general, the Author will consider his trouble amply rewarded.

# દીબાચો.

વેપારી આલમની સાંમણે આ પુસતક મુંકતાં તેનો બનાવનાં ર એવી આશા રાખે છે કે વેપારીઓ મધે એવાં એક પુસતકની જે મોટી અને દેખાઈતી અગત હની તે ઘણે દરરજે પુરી પડશે. વેપારને લગતી જીણસોનાં ઈંગરેજી નાંમો ઈંગરેજી અખશરને અનુકરમે ગો ઠવી તેનાં ગુજરાતી ઉચચારો તથા ગુજરાતી અરથોં આપવા બાદ તે ચીજોની ઉતપંતી,તેમની ખાશીઅત તથા ગુણ,તેમને ઓલખવાની રી ત,જે દેશોમાં તેઓ ઉતપન થાએ છે તે તથા તેમનો ઉપીઓગ,કીઆં દેશો ખાતે અને મારફે તેમનો વેપાર ચાલેછે વીગરે બીજો વીગતવા વાર અને જાણવાજોગ ખોલાસો વાંચનારનાં મગજમાં સેહેલાઈથી ઉતરી શકે તેવી રીતે આપવાની કોશેસ કરી છે. જેમ વેપારીઓને માંટે આ પુસતક ઉપીઓગી બનાવવાની નેમ રાખીછે તેમ સાધારણ વાંચનાર તથા વીદીઆરથીઓને પણ તે કાંઈ થોડી અગતની થાઈ પડશે નહી. જે યુરોપીઅન અને દેશી વેપારીઓ યુરોપ ખાતે હીંદુસથા નમાં મલી આવતી વેપારની જીણસો યુરોપ ખાતે ચઢાવે છે તેમને માંટે આ પુસતક અગતનું થાઈ પડશે એમાંતો જરા સંદેહ નથી.

આ પુસતકનો કેટેક ભાગ છપાઈ રેહેવા બાદ, ઘણાએક અ ગતનાં બોલો રહી જવાથી (અને જે બોલો વગર તે અધુરી હાલ તમાં રહી ગએલું કેહેવાએ) તેમને "વધારા" નાં આકારમાં ફરી થી ઈંગરેજી અખશરને અનુંકરમે આપીઆ છે.

વલી આ પુસતક દેશી તથા ઈંગરેજી વેપારીઓને એક સર ખી રીને ઉપીઓગી થાએ એ માંટે તેને છેકે વેપારને લગતી જી ણસોનાં નાંમોનો એક કોશ ગુજરાતી અખશરને અનુકરમે રચીઓ

છે. તે મધેનાં દરેક બોલનો, તેની જોડે તેનો ઈંગરેજીમાં ઉચાર, તેને લગતો ઈંગરેજી શબદ તથા તે ઈંગરેજી શબદનો ગુજરાતી ઉચાર આપીઆ છે. આ કોશની મદદથી ઈંગરેજી ભાશાથી અનજાણીઆ દેશીઓ વેપારની જીણસોનાં ઈંગરેજી નાંમોથી વાકેફ થાઈ સકશે, તેમજ ગુજરાતી ભાશાથી અનજાણા યુરોપીઅન વેપારીઓ વીગરે જેઓ દેશીઓ સાથ વેપારનાં સંબંધમાં આવે છે તેઓ પણ વેપારની જીણસોનાં ગુજરાતી નાંમો સેહેલાઈથી જાણી સકશે.

આ પુસતક તઈઆર કરવામાં "McCulloch's Commercial Dictionary" વીગરે એકમે બીજાં પુસતકોની મદદ લેવામાં આવી છે જે જાહેર રીતે અતરે કબુલ રાખવામાં આવે છે.

અગરજો આ પુસતકને વેપારી આલમ તથા બીજા સાધારણ વાંચનારાઓથી ઉતેજન મલશે અને તેનો બોહોલો ફેલાવો થાશે તો તેનો બનાવનાર તેની મેહેનતનો બદલો પુરેપુરો મલેલો સમજશે.

બનાવનાર.

**Acacia.** (આકેશીઆ) એક જાતનો ગુંદર. જુઓ Gum Arabic

**Acids.** (આસીડસ) ખારખ—તેજાબ. કેટલીએક ચીજોનો હવામાંની Oxygen "આકસીજન ગાસ" સાથે મેળવણીથી થાએછે. એ આસીડ જેહેને આપણે અરખ કહીએ છૈએ તેની પીછાંન નીચેની ખુબીઓથી થાએછે. સવાદમાં ઘણોજ ખાટો—જાહાડ પાનનાં પાલાથી બનાવેલા બલુ રંગને આસીડ લાગાથી તરત લાલ થાઈ જાએચ. ધાતુઓ અને બીજી ચીજોને પીગલાવી નાખેચ. કેટલાએક ખારો અને ધાતુનાં મીશ્રર પદારથો સાથે આસીડ મેલવાથી બીજીજ વસતુઓ હેવી થાય જાએચ કે તેમાં અસલ પદારથોની ખુબી જરાબી માલમ પડે નહી. હાલ આ આસીડો જેટલી સોધી કાહાંડવામાં આવીછે તેમાં મુખીઅ નીચે પરમાંણે છે:—

Acetic (આસેટીક) આ આસીડ "સુગરલેડ" બનાવવાનાં કામમાં લાગેછે. ખીર અને વાઈનથી બનેલા સરકામાં એ આસીડ હોએછે. Benzoic (બેનઝોઈક). આ જાતનો આસીડ ઘોડા, ગાય, વીગરે ઢોરોનાં મુતરમાં છે એવું જણાયુંછે. Carbonic (કારબોનીક) હવાનું એક તતવ જે "કારબોનીક" ગાસ નામે ઓલખાએછે તેમાંથી આ આસીડ નીકલેછે. ચોકસ મેલવણીથી આ આસીડ સોડાવાટર બનાવવામાં કાંમે લગાડેછે. Citric (સીતરીક) ખાટાં લીબુ અને બીજા ફલોનાં રસમાં હોએછે. Muriatic (મીઊરીએટીક) મીઠાંમાંથી ઊપજાવી કાહાડેલી આસીડ. Nitric (નાઈતરીક) સુરોખારમાંથી ઊપજાવેલી આસીડ. Oxalic (આકઝેલીક) આ જાતનો આસીડથી કપડાં ઊપર સાહી વીગરેનાં ડાઘ પડીઆ હોએતો તરત કાહાડી શકાએછે. Prussic (પરૂસીક) ઝેરથી જેહેરી આસીડ આએ છે. તે ભાજીપાલામાંથી ઊતપન થાએછે. Sulphuric (સલફીઊરીક) ગંધકમાથી આ આસીડ કાહાડેછે. અને તેના બલતાથી નીકલતો ધુમાડો અથવા ગાસ પરાણે માંનસને ગુંગલાવી નાખેછે. Tartaric (ટા

ટેરટારીક) ટારટાર નાંમનાં ખારમાંથી થાએછે. Uric (યુરીક) સાંપનાં ઝેરમાંથી આ આસીડ મલેછે. એ વીગરે બી જી ઘણીઓછે.

Acorns. (આકોરનસ). ઓક નાંમનાં જાહાડનાં બીઈ. આગલા જ માનાંનાં લોકો એ બીજને પોતાની ખોરાકીના કાંમમાં લાવતા હ તા અને કેટલાંએક મુલકોમાં દુકાલની વખતે તેમજ હવડાં પણ ખાધાનાં ખપમાં લીધામાં આવેછે: હાલ યુરોપ ખંડમા મરઘાં બતકાં તથા ડુકરને ખવાડવામાં આવેછે. એને ઊકાલીને માખણ સાથે મેલવાથી કાફીની માફક પીવામાં આવેછે અને તેનો કંઈ રો સવાદ હોએછે.

Agate. (આગેટ) રાજપાહાન. એક જાતનો કીમતી પથર. સીસી મા એજ નાંમની એક નદીનાં કીનારે આગલથી અગાઉ તે પુ શકલ મલી આવતો હતો તે ઊપરથી એ નાંમ તેને આપવામાં આવીઉછે. એ પથર કાંઈ એકજ રંગનો આવતો નથી, પણ ધો લા પીલા, લીલા, ભંખરા અથવા રાતા રંગનો હોએછે. જરમની નો કેટલોક ભાગ, સેલાન, સાઈબીરીઆ, અને જરૂર કરીને ગુજરાત માં ભરૂચથી ૧૦ માઈલને અંતરે આવેલા રીજપીપલા ગાંમ માંથી તે પુષ્કલ મલેછે અને તે ઘરેણાંનાં કાંમમાં આવેછે. અંગરેજની અંગ્રતરીખો ગલાં આગલ જે Bronch (બરોચ) બોલેછે તેનું નાંમ એ જાતનાં 'ભરૂચી' પથર ઊપરથી પડીઉછે.

Alabaster (આલાબાસટર) સંગે મરમરનાં જેહેવોજ પણ તેથી પો ચો પથર. એ બે જાતનો આવેછે. તેમાંનો એક ધોલો અને કાંઈ ઘણું આરપાર દેખાએ હેવો હોએછે. તે બરાબર જો રથી પાલીશ થાઈ શકતો નથી. બીજો પેરો આવેછે તે પાલીશ થાઈ શકેછે. એ પથરોનાં પુતલાં અને ઘરઆંગણાંનો સાંમાન થા એછે. સપેન અને ઈટલી તરફ તે પાહાડોમાંથી ખોદી કાહાડવા માં આવેછે, અને તે સગવડને લીધે તે મુલકોનાં કારીગરો સસ્તા થી સરસ પુતલાં આગલા વખતોમાં તેમજ હાલ બનાવી શકેછે.

Alcohol. (આલકોહોલ) એ વસતુનું આપણામાં સાધારણ નામ 'ઈશપીરીટ વાઈન' છે. હરેક ગાલેલા દારૂને ફરીથી ભ ઠી ઊપર ઊકાલીને તેનો બાફ એક વાસનમાં ઝીલી લઈને તે બાફ, પછી ઠંડો પડને જે પાંણી થાઈ જાએછે તે આલકોહોલછે.

એગાલ પેઠુલા આરેખીઆનેછે. દવાહ, વારનીશનાં કાંમમાં અ
ને રગાએણ સાસતરમાં દીવા કરવા તથા બીજાં ઘણાં કાંમમાં
આવેછે.

**Alder.** (આલડર) એ નાંમનુ એક જાહુાડછે તેનુ લાકડું પાંણીથી
તદન કોહોવું નથી અને તે ઊપરથી તે દરીઆનાં કાંમોમાં ઘણું
ઊપીઓગી છે. સુકું રાખઆથી તેમાં સડો પેવસ થાએછે.
એનો રંગ ફીમપીલો છે.

**Ale-beer.** (એલ-બીર) બારદારૂ—બીજા દારૂઓ કરતાં બીર સઊથી
પેહેલાં શોધી કાહાડેલોછે. આગલા યુનાંની તથા રૂમી રાજાની
જાહોજલાલીનાં વખતમાં શાહાનશાઓની ટેબલ તે વગર હંધુરી
કેહેવાતી હતી. એલ અને બીરમાં તફાવત એટલોજછે જે 'એ
એલ' ઓછા રંગનો અને બીર ઘેરા રંગનો હોએછે. જરા
ભીંના 'માલટ' ગાળઆથી "એલ" બનેમ અને બીરની બનાવ
તને માટે સુકાં માલટ લીધામાં આવેછે. એ દારૂ ગુણગારો
અને હુશીઆરી આપનારો છે.

**Alkali.** (આલકેલી)ખાર—રગાએણ સાસતરનાં એક વરગમાં આ
વેલી વસતુઓને "ખારનું નાંમ આપવામાં આવીઉં છે. એઓ
નો સવાદ ખારોછે અને હલદી રંગ જેમાં હરેક ખાર નાખવા
થી તે રંગ લાલ થાએઆથી ખાર જણાએછે. જેમ આસી
ડો ઘણી જાતનીછે તેમ ખારબી ઘણી જાતનાં આવેછે.

**Alkalimeter.** (આલકાલીમીતર) ખાર તપાસવાનું ઈઅંતર.

**Alkanet.** (આલકાનેટ) અથવા Anchusa (આનચુસા) એક જા
તનો રોપો. એની જડ રંગના કાંમમા આવેછે. પીગલાવેઆ
થી જાંબુલો રંગ થાએછે. ઈંગલંડ, સાઈબીરીઆ, સપેન,
ટરકી અને ફરાંનસનાં દખણ ભાગમાં થાએછે.

**Almond.** (આમંડ) બદાંમ. હીંદુસથાન, ઈરાંન, આફરીકા કોસતાનો
ભાગ તથા ઈટલી અને ઈઊરોપખંડના બીજા કેડલાએક મુલ
કોમાં થાએછે. કવરી બદાંમ દવાઈનાં કાંમમાં આવેછે, અને
તેમાંથી 'પરસીક આસીડ' નાંમનો ઘણોજ જેહેરી તેજાબ નીક
ળેછે. નોઈઆ નાંમનાં દારૂમાં પણ કવરી બદાંમ આવેછે.

**Aloes.** (આલોસ) એરીઓ. એજ નાંમનાં જાહાંડમાંથી નીકલતો ર

સ દવાઈ ના કામમાં આવેછે. સ્વાદ કડવો અને ચીકનો. એ
રીઓ ચાર જાતનો આવેછે—

Socotrine-(સોકોટરીન) એ ઈનડીઅન મહાસાગરમાંના સોકોટરાના ટાપુ ઉપર પુશકલ ઉગેછે. તેનો રસ બંધાએથી પ છી ભુરા રંગનાં કટકામાં આવેછે. એનો વાસ કોહેલા ફલનાં જે હેાા હોએછે, અને ઘણો પોચો. પેઠી અને પીપમાં સમીરના અને એલેકજાંડરીઆને રસ્તે ઈંગલંડ જાતો હતો, પણ હાલ બીજાં બંદરોથીબી જાએછે.

Herpatic (હારપાટીક) એનાં રંગને લીધે આએ નામ મ લીગ્રછે, એ રંગે ચલક વગરનો—સ્વાદમાં વધારે ખરાબ વાસ નોછે. એનો પાક આરેબીઆમાછે, તાંહાથી મુંબઈ ને રસ્તે ઈં ગલંડ જાએછે. એનાં ભુકાનો રંગ ઓલેચો પીળો છે.

Caballine or Horse aloes એ બારબાડોસના એલી આનો રહી ગએલો કચરોછે. એ ઘોડાની દવાઈનાજ કામે લગા ડવામાં આવેછે અને તેના ઘણુંજ ખરાબ વાસ ઉપરથી ઓલ ખાએછે. Cape aloes. (કેપ આલોસ) એ કેપ કાલોની અને મેલીંનડા તરફ પુશકલ ઉગેછે. રંગમાં બાહેરથી પીલાસ ઉ પર છે. વાસ ને સ્વાદ સોકોટરીઆ કરતા વધારે ખરાબછે.

Aloes-wood (આલોસ ઊડ) અગર. એલીઆના જેહેવા એક જાતના સડી ગએલાં જાહાડનું લાકડુંછે. એનો વાસ ઘણો સારોછે અને તે ઉપરથી હીંદુઆ, પારસીઓ અને રોમન કોથાલીકો તેહને બાલેછે. આગલા જમાનામા તે સોનાની કીંમતે વેચાતો હતો અને હાલ સરસ અગરબી હેવીજ મોઘી કીંમતે મલેછે. સડેલાં જાહાડ સોધવાની મેહેનતને લીધે તથા તેહવાં જાહાડો જંગલમા થોડાજ હોવાથી તેની પેદાએસ થોડીછે. એ મલાઈ દ્વીપકલ્પ ઉપ રથી મલી આવેછે.

Alum. (આલમ) ફટકી. આલીઉમીનમ નામના એક શુદ્ધ પદારથ અને બીજી ચીજોની મેલવણી છે. એ કુદરતી એમનીએમ મલેછે, તેમજ વલી મેળવણીથી બનાવેઆમાં પણ આવેછે. વે પારમા આવતી ફટકી ઘણું કરીને બનાવતની હોએચ.

Amber. (આમબર) કેરબો. એક જાતના ભાજીપાલામાથી બનાવે લો પદારથ જલદીથી ભાગી જાએ એવો હલકો હોએછે. ઘ

ઘું કરીને પારદર્શક, રંગમાં પીળો અને કોઈ વેળા વગર રંગનો
પણ હોએછે. આરબો અને બીજાઓ તેની હાડી બનાવી આ
ખા દાહાડો પોતાનાં હાથમાં રાખેછે. તેનો સ્વાદ કાંઈજ હોતો
નથી અને ઘસવા અથવા છુંદ્યા વગર તેનો સુગંધી વાસ નીકલ
તો નથી. પ્રશીઆ અને સીસીલી દેશોમાં તેની પેદાએશ
થાએછે.

Amcthyst.(એમીથીસ્ત) એક જાતનો કીમતી પથર.

Amianthus.(એમીએનથસ) એક જાતની ધાતુ. એની જાત ઘણીછે
અને તેમાંથી ધાગા કાહાડી શકાએ તેવી નરમ અને બેંગો સ
કાએ તેવીછે. ગમે તેવા આતસમાં તે બળતી નથી અને આ
ગલા વખતમાં તેનાં ધાગા બનાવી તેનાં કપડાં બનાવતા હતા.
આ ધાતુનાં બનાવેલાં રૂમાલો ભીજવીને આતસમાં નાંખીઆ
થી ધોવા કરતાં વધારે સફાઈ પકડેછે ! અસલી જુનાની લોકો
જેઓ મુરદાંને બાળતા હતા તેઓ તે મુરદાંઓની આસપાસ
આ ધાતુનાં કપડાં વીટાળતા હતા જેથી લાકડાંની રાખ અને મુ
રદાંની રાખ સાથે એકઠી થાઈ નહી જાએ. જારથી તેઓએ મુ
રદાં બાળવાનું બંધ કીધું તારથી આ કપડું બનાવવાનો હોનર તે
ઓ તદન ભુલી ગયા.

Ammoniac. (એમોનીઆક) દવાઈમાં વપરાતો એક જાતનો ખાર.

Ammunition (એમીઊનીશન) લડાઈમાં વપરાતાં હથીઆરો વી
ગરે બીજો સરનજામ.

Anclovy. (એનકોવી) એક જાતની નાહાની માંછલી જે ભુમધ્ય
સમુદર મધે પુશકલ મલેછે. તેની બાહેરની બાજુ સફેદ અને
માંહેથી લાલ હોએછે. તેની પીઠ ગોલ હોએછે સારડીન નાંમ
ની માછલી એનાં કરતા જરા મોટી અને ચપતી આવેછે.
આ માછલીનો સાસ અને અચાર પણ બનાવેછે.

Aniseed. (આનીસીદ) વરીઆલી. એનો વાસ સારો અને સ્વાદ
માં મીઠો હોએછે. તેની પેદાસ જરમની, સ્પેન અને ચીન દે
શોમાં પુશકલ થાએછે.

Autimony.(આનટીમની) સુરમો. સીસાંનાં જેવા ચલકતી એક ધાતુ.
જે બોરનીઓમાં ટાપુ મધે મલેછે અને તાંહાંથી સીંગાપોરને
મારગે અતરે તેમજ ઇંગલંડ ખાતે જાએછે તેમાંથી તે બનાવવા

માં આવેછે. દવાઈમાં તે વપરાયછે તેમજ ખાવાનાં ચીજો બનાવવામાં પણ તે કામ લાગેછે.

**Apples.** (આપલ્સ) સફરચંદ. ઈંગલંડ, અમેરીકા વીગેરે બીજાં ઠંડા દેશોમાં ઉગતાં ફલો ખાવામાં લેહેજતદાર હોએછે અને તેમાંથી સાઈડર દારૂ પણ બનાવેછે. બરફથી ભરેલા વાહાણોમા તે હીંદુસથાન આને આવેછે.

**Aqua-Fortis.**(આકવાફોરતીસ) જુવો Acids. આસીડ.

**Aqua-Marine.**(આકવામેરીન) જુવો Beryl. (બેરીલ)

**Aqua-Vitae.**(આકવાવીટા)બધી જાતનાં ગાલેલા દારૂનુ સાધારણ નાંમ.

**Arangoes.**(આરાનગોસ) એક જાતનાં દાણા. ગુલામો અને આગલા જંગલી લોકો તેની હારી બનાવી ગલે ઓલવતા હતા.

**Argol.** (આરગલ) જે વાસણમાં વાઈન દારૂ ભરી રાખીઓ હોએ તેની આસપાસ બંધાએલી કાણ પોપરી. વાઈનનાં રંગ પરમાંણે તે સફેદ અથવા લાલ હોએછે.

**Arrack.** (આરેક) અરખ. હીંદુસથાંન વીગરે બીજી જગોઓમાં ગલાતો જલદ દારૂ. સડીથી સરસ આગ્યનો દારૂ ગોવા અને બટેવીઆ મધે બનાવવામા આવેછે.

**Arrow-Root** (આરોરૂત)એક જાતનો રોપો જેના મુલીઆં "આરોઝ" ઈ આને તીરના આકારનાં હોએછે તે ઉપરથી આ નામ આપવામાં આવીઊછે. એક વરસનાં જુનાં મુલીઆમાથી આ વસ્તુનો ભુકો કાહાડવામાં આવેછે અને તેની બનાવેલી કાજી ફુવત આપનારી ગણાએછે. અસલ તે દખણીણ અમેરીકામાં થતો હતો પણ હાલમા તેનાં રોપાઓ હીંદુસથાનમા મલબાર કોસ્ટ તરફ તથા બીજા ભાગોમા ઉગાડવામાં આવેછે. કલકતામા હવડાં આરારૂટનો આટો બનાવવામા આવેછે, જંહાથી તે ઈંગલંડ સુધી જાએછે.

**Arsenic.** (આરસેનીક) સોમલ—આ એક બહુથી સફેદાઈ પર જતા રંગની ધાતુછે. તે એક ઝેહેરછે. જાહારે તે ઠંડી હોયછે તારે તેમાંથી કાંઈ સોહોરમ નીકલતો નથી પણ ગરમ કરવાથી તેમાંથી લસનના જેહેવો ઘણોજ મજબુત વાસ નીકલેછે. સઘલી ધાતુઓમાં આ ઘણીજ નરમ ધાતુછે અને એને વાટીઆથી તેની ભુકી ઘણી જલદીથી થાએછે. એ દવાઈના તથા બીજા કેટલાક હોનરોમા પણ વપરાયછે.

Asafoetida.(આસાફટીડા) હીંગ. આ પદારથ એક જાહાડનાં ગુંદમાંથી બનેછે. એ ઈરાન અને સીંધુ નદીનાં મુખ આગળ આવેલા સીંધ પરાંતો તરફથી આવેછે. એ દવાઈનાં કામમાં અને ઘણું કરીને હીંદુઓનાં ખોરાકમાં આવેછે. તેનો વાસ ઘણોજ નાપસંદ અને મુવાદ કળરો છે.

Ash. (આશ) એક જાતનું જાહાડ.

Ashes. (આશીસ) રાખ. હરેક વસ્તુ બળવા પછી થાયલી ભસમને રાખ કેહેવામાં આવેછે. રાખમાંથી કેટલીક જાતનાં ખાર કાહાડવામાં આવેછે અને તેટલા માટે તેનો વેપાર કેટલીક જગાએ ચાલેછે.

Asphaltum.(આસફાલટમ) જુઓ Bitumen. (બીચીઊમન)

## B

Bacon, (બેકન) Ham. (હાંમ). ડુકરનુ આથેલું ગોસ—"બેકન" તે જાનવરનાં સીનાં અને પેટ તરફનાં ભાગનુ તથા "હાંમ" પાછલા પગોનુ બનાવવામાં આવેછે. તે ઘણું કરીને નીમખમા આથીને સુકવવામાં આવેછે પણ કોઈ કોઈ વાર તેમા ખાડનું પાણી પણ વાપરાયછે.

Balachong.(બાલાચોંગ) ઝીણી માછલી અથવા ઝીંગાનો અથવા મોહોટી માછલીના માસનો ખીમો કરવા પછી કરેલો સુકો પાતીઓ. બંગાલની ઉગમણે આવેલા પરાંતોમાં ,ચીનનાં દખણ ભાગોમાં તેનો ઘણો જયાબંધ ઉપીયોગ થાયછે અને તેથી તે તરફ વેપારની એક મુખીય વસ્તુ થાઈ પડીછે. મુંબાઈમાં પણ સરસ અને સોજો "બાલાચોંગ" બનાવવામાં આવેછે અને ઈંગલંડ ખાતેનાં મીતરો ઉપર ઉકમાઈની બેર તરીકે ઘણા લોકો મોકલેછે.

Bale. (બેએલ) ગાંસડી.

Bale Lashings.(બેએલ લાશીંગસ) ગાંસડી બાંધવાનાં દોરડાં.

Balks. (બાઆલકસ) લાકડાંનાં મોહોટા કટકા.

Ballast. (બાલાસટ) નીરમ. વાંહાણને ભાર આપવા ભરેલી હરેક ભારી વસ્તુ. નીરમ પથરાથી, જુના લોઢાંથી અથવા નીમખથી કરવામાં આવેછે.

Balsam. (બાલસમ) જાહાડનો બંધાઈ ગયલો રસ. એમાં કેટલીક જાત પરહવાઈ આકારમાં આવેછે તથા કેટલીક જડ હોયછે.

Copavia,કોપેવીઆ Opobalsam.ઓપોબાલશમ Storax. સ્ટોરાક્સ તથા Tolu તોલુ એ પરૂવાઈ જાતની બાલસમછે અને લોબાન હીંગ દખણ અને બાલ સ્ટોરાક્સ એ જડ બધાઈ ગએલી બાલસમછે. એ ઘણું કરી દવાઈના કામમા આવેછે. કેટલીક જાતની બાલસમોનું બયાન નીચે આપેલુંછે

Copaivia. (કોપેવીઆ) દખણ અમેરીકામા Copoifera નામના જાહાડમાંથી નીકળેછે. Brazill મા "પારા" નામના ગામમા તેની પેદાસછે. એનો સ્વાદ તીખો અને કડવાસ ભરેલો છે અને તેનો સોહોરમ પણોજ સખત ઉલટી થાય તેહેવોછે Opobalsam (ઓપોબાલસમ) આ બાલસમ બીજી બાલસમો કરતા વધુ મોઘીછે. આરેબીઆ અને આબીસીનીઆ તરફ ઉગતા એક જાહાડમા ઘાહા કરીને તેમાથી જહરતા રસની આ બાલસમ બનેછે એ રસ પેહેલા નીલો અને પારદરશક હોયછે પણ હવામા વધુ વખત રેહેવાથી તે બધાઈને વારનીશના જેહેવો ઘટ થાયછે. આગલા વખતમા તરકી તરફના મુલકમા તે ઓરતોના બાલને લગાડવાના ઉપીઓગમા આવતી હતી. Balsam of Peru. (બાલસમ આફ પીરૂ) એ પણ દખણ અમેરીકાના ગરમ દેશોમા ઉગતા એક જાહાડમાથી નીકલેછે. એનો વાસ અને રંગ ઘણું કરીને લોબાનને મલતો આવે અને તે મધના જેહેવો જાડો રસ બધાયલો રેહેછે. Storax (સ્ટોરાક્સ) એને આરબો અમતરૂ કેહેછે જે વેમાત ખાતે Gum ammoniac ને નામે પણ વેમાત ખાતે વહેવારના મા આવેછે.

Tolu (તોલુ) Balsam of Peru ને વધારે વાર હવામા ખોલલી રાખ્ખાથી બંધાઈને જાડી થાઈ જાએછે તે આ નામથી ઓલખાએછે.

Benzoin or Benjamin (બેનઝોઈન અથવા બેનજમીન) લોબાન સુમાતરા અને બોરનીઓના ટાપુઓમા ઉગતા એક જાહાડ ઉપર જખમ કરવાથી તેમાથી નીકલતો ગમ સુકાઈઆથી લોબાન બનેછે. જેમ જેમ નવો ગમ હોએછે તેમ તેમ તે વધુ સફેદી ઉપર રેહેછે અને તેના ગાંગડા ભાગીઆ પછી તે સફેદ મરમરના જેહેવા દેખાએછે. સફેદ રંગના લો

બાંતની મોહોટી કીંમત આવેછે. સોબાંન જેમ જુનું થતું જાયછે તેમ તેમ તેનો મુલકી જતી રેહેછે. એને દુનીઆંમા આગલા વખતથીજ આતશમાં બાળીને પમરાત કાહડવાનાં કાંમમાં હીંદુઓ પારશી તથા ચીનાં લગાડતા આવીઆછે તેમ જ હાલ ઈઊરોપ ખંડમાં પુશકલ ખપેછે.

**Bandanas** (બાંનદાંનાંસ) બાંધનનું કપડું. આ કારીગીરી માંતરે ગુજરાત કચ્છ અને કાઠીઆવાડના લોકોમાં છે અને યુરોપમાં સાંચા અને છાપની મદદથી તેની નકલ કરવામાં આવેછે પણ તેઓ ઊપલી હાથની બાંધનીની બરાબરી કરી શકતા નથી.

**Barilla.** (બારીલલા) અથવા Carbonate of Soda (કારબોનેટ આફ સોડા) આ એક જાતનો ખારછે અને તે ઘણું કરીને હંગેરી અને મીસર દેશમાં કુદરતી જમીનમાંથી મળેછે. બીજે ઠેકાણે એક જાતનાં જાહાડનાં ડાંખરાં બાળીને તેની રાખમાંથી તે બનાવવામાં આવેછે. એ રંગારીઓનાં તથા સાબુના તથા બીજાંરકાંમનાં કારખાંનાંઓમાં ખપેછે.

**Bark** (બારક) છાલ. જાહાડોની છાલ જે રંગનાં અથવા દવાઈનાં કાંમોમાં આવેછે તે. તેમાં મુખીઅ કરીને નીચલી જાતની છાલો આવેછે—

Peruvian (પીરૂવીઆન) or chinconn ચીનકોનાં. આ શરૂવેને જાંણીતી "કુનીનાઈન"ની દવાઈનુ મુલછે. એ અશલ માંતરે અમેરીકા ખંડમાં પીરૂનાં મુલકમાજ પેદા થાતી હતી પણ હાલ સરકારની કોશેશથી હીંદુસથાંનમાં મદરાસ પરેસીડેનસીમા તે જાહાડને ઉગાડવામા આવેછે. એ છાલ તરણ જાતની આવેછે અને તેના ચહડતા ઉતરતા ગુણોછે, સવાદમાં તે અતીશે કડવીછે.

Oak (ઓક) ઈઉરોપ ખંડમા જાણીતા ઓક નાંમના જાહાડની છાલ પણ તેજ નામે ઓળખાએછે. તે ચામડાં સોમવવાનાં કાંમમાં આવેછે.

**BarWood** (બારઊડ) આફરીકામાં ઉગત. એક જાહાડની ડાંખરી લાલ રંગ બનાવવાનાં કાંમમાં આવેછે અને ઈઉરોપનાં કારખાં કારખાંનાંઓમાં તેનો મોહોટો ખપ છે.

**Bdellium.** (બડેલીઅમ) ગુંગલ. એને આરબીમા અફલાતુન કેહેછે. એ

એક જાતનો ગુંદર છે. રંગે પીળો અથવા કંપાસીછે. મુપારે કર
રો છે. એ ઘણું કરીને અરબસતાન તથા ઇગીનમાં એક જાત
નાં જાહાડમાંથી નીકલેછે.

Beads (બીડસ) દાંનાં મનીઆરૂ. એ આફ્રીકા અને બીજાં જંગ
લી આગધાં સુધરેલા મુલકોમા ઘરેણા તરીકે વપરાયછે. આશરી
આનાં ૫ એતખાત વેનીસ શેહેરમાં દાંના બનાવવાનાં મોહોટાં કા
રખાંનાંઓછે અને યુરોપથી આવતું મનીઆરૂ મુખીઅ કરીને
તાંહાથીજ આવેછે.

Beaver (બીવર) એ નાંમના જાંનવરનાં ચાંમડાં.

Bell-Metal.(બેલમેટલ) ઘાંટ બનાવવાની ધાતુ એ ઘણું કરીને ક
લાઇ અને તરાંબાંની મેળવણીથી બનેછે.

Benzoin. (બેનઝાઈન) લોબાંન જુઓ Balsam. (બાલસમ)

Berries. (બેરીસ) યુરોપમા ઉગતાં કેટલીક જાતના નાધલાં ફલો
જેમ Raspberry, Strawberry; Gooseberry,
Mulberry.

Beryl (બેરીલ) એક જાતનો કીમતી પથર.

Betel-Nut.(બીટલનટ) or areca (આરીકા) સોપારી. હીંદુસથાં
નમા પાનની સાથે ખાવા જોગની એજ નામનાં એક જાહાડનાં
ફલ. તેનો આકર ગોલછે. મલબાર કોચીન, લંકા અને સુમાત
રાનાં ટાપુઓમા તેનો મોહોટો પાક થાએછે અને તાહાથી તેનો
જથાબંધ વેપાર ચાલેછે.

Betel-Leaf.(બીટલલીફ) or areca leaves (આરીકાલીવસ.)
ખાવાનાં પાંન

Bezoar. (બીઝોર) પાવજેહેર—જેહેરમોહોરા. ઇરાંનમા થાતા એક
જાતની બકરાની હોજરીમા પેદા થાતો એક પદારથ તે ઘણોજ
સુંમારો અને ઘેરા લીલા રંગનો થાયછે. બીજા જાંનવરોના માં
દામાથી મલતા બીજા ઉપીયોગી પદારથોબી Bezoar ને ના
મે ઓલખાએછે.

Blacking. (બલાકીંગ) જોડા અથવા ચાંમડાં સાફ કરવાને સારૂં બનાંવે
લો એક જાતનો લેપ. એ ઘણું કરીને તેલ તથા સરકામાં કોલસી
કારી પદારથ પગલાવવાથી બનેછે.

**Birch.** (બરચ) આ નાંમનુ જાહાડ, યુરોપની ઊતરનાં દેસોમાં ઊગેછે. લાપલાંડ અને નારવેનાં મુલુકોમા તેની ડાહાલીનાં સાખાઓની ચતાઈ અને દોરડાં બનાવવામાં આવેછે. અને તેનાં હડની જાડી છાલ ઘેરાની ઊપર નલીયાં તરીકે છાપરાં ઢાંકવાનાં કાંમોમાં આવેછે. એની અંદરનાં ગરમાંથી એક જાતનુ તેલ રૂશીઆ દેસમાં કાહાડેછે.

**Bird's-Nest** (બરડનેસટ) મલઈ કોસટા અને તે તરફનાં ટાપુઓમાં મલતી એક જાતની નાંધલી ચલલીનાં માલા. આ માલા રૂપી પ કરીને જાવા, બતેવીયા તરફનાં કીનારાઓની આગલનાં મોહોટા ખોહોમાંથી મલી આવેછે. ચીનનો સાહાનસાહા અને તે મુલુકનાં માતબર લોકો કઊતને વાસતે તે આપેછે. તે લોકોમાં એ ઘણી ઊકમાહની અને મોઘી ચીજ ગણાએછે. એ એટલી તો મોઘીછે કે એક રતલનાં રૂ ૫૦) સુધી કોઈવાર ઊપજેછે. વીદવાંનોનાં ધારવા પરમાંણે એ માલો દરીયે કીનારે થાતા નાંમનાં એક જાતનાં જાહાડમાથી તે ચલીઆંઓ કાંઈ પદારથ કાડી લાવીને બાંધેછે એથી જે મુલુકોમાં તે મલેછે તે મુલુકના રાજાને જગાત તરીકે મોહોટી પેદાશ થાયછે.

**Bismuth.** (બીસમથ) આ નામની તરાંબાંનાં જેહેવી એક ધાતુછે. રંગે તે લગાર રતાસ પર જતી સફેદાઈ વાલીછે. એ ધાતુ બીજી ધાતુઓ સાથ મેલવણી કરવાનાં કાંમમાં આવેછે.

**Bitumen** (બીચયુમેન) જમીનમાંથી મલતા કેટલાક પદારથો જે જલદીથી સલગી ઊઠીને બલેયાં કરે તેઓને આ સાધારણ નાંમ આપવામાં આવેછે. નીચે જણાવેલા કેટલાક બાચયુમેનોછે. Naptha (નાપથા) નપ્થ તેલ. આ પાંણી જેહેવા રંગનુ એક જાતનુ કુદરતી તેલછે. તે ઘણાંણુ તરફ જમીનમાંથી મલેછે. યુરોપમાં "પારમાંનાં"રાજમાં "આમીયાનો"નાંમનાં ગાંમડાંની પાસે તેનો જહેરો ચાલુજ રહેલોછે અને તે પરોશનાં જીનોઆ શેહેરનાં લોકોમાં રોશનીનાં કાંમમાં આવેછે. કેટલીક જાતનાં તેલો સાથે મેલવણી કરીને તેમાંથી એક જાતનુ વારનીશ બનાંવવામાં આવેછે.
Petroleum (પેટરોલીઅમ) એ વસતુ ઊપલી કરતાં લગાર ઘાટીછે તે પણ જમીનમાંથી મલી આવેછે. તેનો વાસ ઘણો નાપસંદછે અને બલતી વખતે તેમાંથી લગાર લાલ ધુંઓ નીકલે

છે. બરમાંનાં રાજમાં ઇરાવાડી નદીથી સુમારે બેએ માઇલને છે ટે તે પુષ્કળ છે. તે રોશનીનાં કાંમમાં આવેછે અને મતોડી સાથ મેળવીને વાંહાણોનાં તળીઆને ચોપડવામાં આવેછે. અમેરીકા તરફ પણ તે મળેછે: હાલનાં જમાનાંમાં બાફનાં યંતરોમાં કોલસાને બદલે આ વસ્તુ વાપરવાને ઘણાએકો તેની તરફેણમાં મત આપેછે. એના બળતાંની ગરમી આવીછે પણ તે જલદીથી સળગી ઊઠે તેવી હોવાથી તેની ઘણી સંભાળ રાખવાની જરૂર છે. ઇરાનમાં પણ આ વસ્તુ મળેછે.

Maltha or sea wax (માલ્ડા અથવા સીવાક્સ) દરીઆઈ મીણ. આ પદારથ પણ એક Bitumen છે. પણ તે ઉપલા બેએની માફક પરવાહી નથી પણ ચરબીનાં જેહવી ઘટ છે. ગરમ કરવાથી તે પીગળી જાયછે અને પાછી બંધાતાં તેનાં ગાંગગ થાયછે. તે વહાણોને લગાડવાનાં કાંમમાં નથી આવતું પણ તે Petroleum કરતાં વધુ પરકાસની રોશની આપેછે. તે આલ્બેનીઆ અને ઈંગલનનાં કેટલાક ભાગોમા મળેછે.

Elastic Bitumen (ઈલાસટીક બીચ્યુમેન) આ રબરની માંફક તનાઈ સકેછે. તે પરવાહી છે પણ હવા ઉપર ખોલલી મેલવાથી તે બંધાઈ જાયછે.

Asphaltum (આસફાલતમ) આ ચલકતી કાલા રંગની અને ગાંગગદાર એક પદારથ છે. એ હીંદુસ્થાન તથા ફરાનસ અને સુવીટજરલાંડ તથા ડેડ સી તરફ મલી આવેછે. એ વાંહાણોનાં તળાં કાંમમાં તથા જમીનનો મજબુત કોબો કરવાના કાંમમાં આવેછે. અતરે ભીંડીબજારના અને બીજા લતા તરફ રસ્તાઓની પગથીઓને હાલ આ પદારથથી કોબો કરેલોછે. એની હાલ સંગેમરમરનાં જેહવી જમીનને જડવાની લાદીઓ બનાંવવામાં આવેછે.

Kerosine (કેરોસીન) આ જાંણીતું તેલબી આ વરગમાં છે. એ પણ અમેરીકા ખંડમાં મોહોટા કુવાઓમાથી નીકલેછે.

Black Lead, Plumbago or Wad. (બલાક લેડ, પલંમબેગો અથવા વાડ) સીસાની પેનસીલો જે વસ્તુની બનાવવામાં આવે છે તેને આ નામથી ઓલખેછે. એ પદારથ જમીનમાંથી ખુદતી મળેછે અને તે ખાતરે ઈંગલંડમા કંમબરલાંડની ખાંણોમાં

થી મલેછે. ઈસ્પેન તથા સીલોન તરફથી હલકી જાતની મલેછે તેની સોનીઓની ફુલલી બનેછે. લોહાંડાંકાંગ સાફ કરવાની ભુકી બનાવવામો આવેછે.

Blacklead Pencils. (બલાક લેડ પેનસીલ) પેનસીલ—સુખારમેત.

Blubber. (બલબબર) મગરમછ અથવા બીજાં મોટાં જાંનવરની ચરબી. કેહેછેકે મોટાં મગરમછનાં ચાંમડાંની નીચે સુમારે ૬ ઈંચનું ચરબીનું જાડુ પર રેહેછે પણ તેનાં હોટની ચાંમડીની નીચે છેક બેઓથી તે તરણ ફુટનું ચરબીનું પર રેહેછે જેમાંથી સુમારે ૪૦ થી ૮૦ હંડરવેટ ચરબી નીકલેછે.

Bole, or Pole armenic. (બોલ અથવા બોલ આરમેનીક) ગુલેઅરમાંની. આ જમીનની સપાતી ઉપરથી મલતો મતોડો જેહેવો પદારથછે. એ દવાઈનાં કાંમમાં આવેછે, ને આરમીનીયા, ઈટલી, ફરાંનસ તથા સાઈબીરીયાનાં મુલકમાંથી મલેછે. એનો રંગ કેસરી લેછે. એ ઘણુજ ચુમાઈ છે, અને બાંધ.તો તાલવાને ચીકત વલગી જાયછે, તે ઈગણી આબાતને રશતે હીંદુસથાંનમાં આવેછે.

Pohea. (બોહોયા) ચીનથી આવતી ચાહોમાંની એક જાતની ચાહ.

Bombazine (બોમબાઝાઈન) આ નામનુ એક જાતનુ રેશમી કપડું ઈટलीમાં મીલાંન શેહેરમા બનાવવામા આવતું હતું હાલ તે ઈંગલંડમા પણ જુજ બનેછે.

Bones. (બોન્સ) હાડકાં—આ વીસે કાંઈબી બેયાન આપવાની જરૂર નથ. એ જાતા પોરો હોયછે ત્યાં મલી સકેછે. પણ હીંદુસથાંન અને ઈંગલંડનાં દેશોમા તે એક અગતની ચરકત છે. દાગીઓના દગતા—છતરી લધા વાકડીનાં હાથા, દાબડીઓ વગેરે બીજી ઘણુ એક પરદુઓ તેની અથવા તેનાં ગરૂથી બનાવવામા આવેછે. ઈંગલંડમા તેની ભુકી કરીને તરકારીને ખાતર તરીકે પણ આપવામાં આવેછે.

Borax or Tincal. (બોરાકસ) પદીઓખાર, તંકનખાર. આ એક જાતનો ખારછે. એ નીમક જેહેવો મોટો ગાગરાંનો સફેદછે. ગરમ પાણીમા તે જલદીથી પીગલી જાએછે.

Box wood. (બોકસઊડ) યુરોપમાં Box નાંમનાં એક જાહારનુ લાકડું. તેનો રંગ કુનમીનાં લાકડાં જેહેવો પીલાશ ઉપરછે અને તે

પછી સેહેલાઈથી કપાઈ તથા કોતરાઈ શકાયછે તેથી ઘણીએક ગતઅંમની ચીજો બનાવવામા આવેછે.

**Bran** (બરાન) છવાં હરેક જાતના અનાજની ઉપરની છાલ.

**Brandy.** (બરાંનડી) આ નામના પરજેઆત દારૂથી પોડાજ અનજાંણ્યા હશે. એ પણ ફલમાથી બનાવવામા આવેછે. બરાંનડીની પેઠે આ સોધ થાઈ તારે તેના ફુલીપાણી આરવાન ગુણ ઉપરથી તેને હયાતીનુ પાણી "Eau De vie" (યુડીવી)નુ નામ આપવા માં આવીયુહતું પણ હાલ તેનો હદ ઉપરાંત ઉપયોગ થવાથી તે ઘણીવાર "મોહોતનુ પાણી" થાઈ પડેછે.

**Brass** (બરાસ) પીતલ. એ જરદીની ધાતુ' સોના રંગની સુંનાને મળતીછે. તે તરાબુ અને જસતની મેલવણીથી બનાવવામા આવેછે. એ સંજોગના ઘણાએક ઉપયોગમા આવેછે.

**Brazilotto** (બરાઝીલેટો) એક જાતનુ રંગના કામમા આવતું હલકી જાતનુ લાકડું

**Brazil nuts** (બરેઝીલનટસ) બરેઝીલના મુલકમા ૧૦૦ થી ૧૫૦ ફીટની ઊંચાઈએ ઉગતા એક જાહાડ ઉપર બદામની માફક થાતા ફલ એ ફલના બીજમાથી તેલ કાહાડવામા આવેછે

**Brazil wood** (બરેઝીલ ઊડ) લાલ રંગના કામમા આવતું એક જાતનુ લાકડું. અમેરીકાખંડની સોધ થવાની આગમચ આ લાકડું યુરોપખંડના લોકો વાપરતા હતા અને તેને Brazil wood કેહેતા હતા અને તેથી અમેરીકાખંડની સોધ થયા પછી તાહાના જે ભાગ ઉપર એ લાકડાના મોહોટા જંગલો હતા તે ભાગમા એ લાકડાને Brazil નામ આપવામા આવેલુ હતુ.

**Brimestone** (બરીમસટોન) જુઓ. Sulphur. (ગંધક)

**Bristles** (બરીસટલસ) જંગલી ડુકરનાં બાલ એ બરસ બનાવવાના કામમા આવેછે.

**Bronze** (બરોનઝ) તરાબુ તથા કલાઇની મેલવણીની બનાવેલી ધાતુ; એ ઘણુ કરીને નાધના બાહાવલાઓ તથા બીજી વસ્તુઓ બનાવવાના કામમા આવેછે.

**Brooms** (બરૂમસ) સાવની—બુતારા

**Brushes** (બરશીસ) બાલ હોરસાના વીગરે સાફ કરવાના બરસો.

**Buff** (બફ) પોરના ચામડાને મેલવણીથી બનાવેલું જાડુ ચામડું

Bugles. (બીયુગલસ) તહેવાર આકારનાં કાચનાં દાંનાં. જુઓ Beads.
Buoys. (બોયુજ) દરીયામાં પાંણીની સપાટી ઉપર નીશાનીને ખાતર તર નાં રાખેલાં બોહીઆં.
Burgandy. (બરગાંનડી) એક જાતનો દારૂ.
Burgandy Pitch. (બરગાંનડી પીચ) નારવેનાં મુલુકમાં થાતો એક જાતનો જાહાડનો રસ જે તાર તરીકે ઓલખાયછે. તેનો રંગ ર તાસ ઊપર અને સોહોરમ સારેછે.
Butter. (બટટર) માંખણ, મસકો.
Buttons. (બટનસ) બોરીયાં—બેરવનાં. એ ધાતુના, હાડકાંનાં, કાચ નાં, લાકડાંનાં અને બીજી ઘણીએક વસતુઓનાં બનાવવામાં આવેછે.

C

Cables. (કેબલસ) દોરડાં. આ બોલ વાંહાણનાં કામમાં આવતાં દો રડાંઓને લાગુ પડેછે.
Cajeput Oil.(કાજીપુટ આઈલ) એક જાતનાં ફૂલમાંથી કાહાડેલું તેલ. અસલ બોલ કાયુપુટી હતો જેનો અરથ સફેદ લાક ડાંનું તેલ. લીલા રંગનું પાણી કરતાં હલકું, કપુર જેવા મજ બુત વાસનું હોએછે. એને બાલવાથી કાઈબી વસતુ બાકી રે હેતી નથી.
Calico. (કાલીકો) એક જાતનું કપડું. મલબાર કોસતા ઊપર આવેલા કલીકત શેહેર ઉપરથી આ નામ આપવામાં આવીઊં હતું.
Camels Hair.(કેમલસ હેર) ઊંટનાં બાલ. ચીતાર અને રંગવાને માટે એનાં બાલની પીછીઓ બનાવેછે. છશંનમાં તેનાં કપડાં બનાવેછે. તરણ રંગના આવેછે. કાલા, લાલ, અને કાબરચી તરા. સઊથી મોઘા અને સરસ કાલા રંગનાં કેહેવાએછે.
Camphor. (કેમફર) કપુર. એક જાતનાં ભાજીપાલાનાં રસમાથી ઊત પન થતી એક વસતું. રંગમાં સફેદ, વાસમાં સખત, વેપારવણજ ની એક અગતની વસતુ. એમાંથી દવાઈઓ બનેછે. યુરોપ જતો કપુર વીશેસ કરી ચીન દેશથી જાએછે અને જેપાનથી પ ણ બરવીઆને મારગે તે મોકલવામાં આવેછે.

ધે આગ્મે પણ એક મખ્ખાસની વસ્તુ ગણાએછે. લવંગનાં જે હાડ ઊપર થતાં જે ફુલો ખીલતાં નથી તે ફુલો સુકાઈને આવો આકાર પકડેછે.

Coal. કોલસો અથવા કોએલો. ઈગલંડમાં જથ્થાબંધ મલી આવે છે અને તાંહાંનાં કારખાનાંઓની ચઢતી હાલતનું કારણ જથા બંધ અને સસ્તો મલી આવતો કોલસો છે. આ જીણસની કુદરતી ઊતપંતીને માંટે એ દેશ ગોયા મગરૂબછે.

Cocoa. (કોકોઆ) નાલીએરીનું જાહાડ.

Cocoa nut. (કોકો નટ) નાલીએર.

Cod. (કોડ) એક જાતની માછલી. આ માછલીમાંથી કાંહાડેલું તેલ દમ, ખહી વીગરે બીજા દરદવાળાં માણસોને ઘણું ગુણગાર માલમ પડીછે.

Coffee. (કોફી) કાફી. આરબ લોકો એને બુન પણ કેહેછે. કાફી એ એક જાતનાં રોપાનાં ફલ હોએછે. સુકવીઆ બાદ તેને ભુજીને ભુકો કરીને ઊકાલેલાં પાણીમાં નાખી પોએછે. ફરંગીઓ અને આરબો પોતાને તાંહાં આવતા પરોહણાઓને સરવેથી પેહેલાં કાફીનું કપ પુછેછે. સરવેથી સરસ અને વખણાએલી મોખાની કાફી કેહેવાએછે. આ જીણસનો પણ મોટો વેપાર ચાલેછે.

Coins. (કોઈનસ) સુનાં, રૂપાં, ઈઆ તરાંબાનાં સીકકાઓ.

Coir. (કોઈર) કાથો. નારીએલીનાં સુકાં છલતાંમાંથી ખેંચી કાંહાડેલા સાખાઓ જેનાં દોરડાં વણાએછે.

Columbo root. (કોલમ્બો રૂટ) કોલમ. દવાઈમાં વપરાતી એક જીણસ ચાખવાથી તે ઘણોજ કડવો માલમ પડેછે. બદહજમીઅત વીગરે બીજા કારણોથી બચાંને પેટ આવતાં હોએ તો એ જીણસને સુંઠની સાથે ઘસી પાવામાં આવેછે. તે ગોલ ટુકડાઓમાં આવેછે.

Compass. (કમપસ) એક જાતનું હથીઆર. ચીતાર પાડનારાઓનું એક અગતનું માપવાનું હથીઆર, વાંહાણોનાં હોકાયંતરને પણ કમપસ કેહેછે.

Cork (કાર્ક) બુચ. આ નામનું દરખત, સપેન, પોરચુગલ, ઈટલી અને બારબરી તરફનાં એક જંગલી ઝાહાડની છાલ. ખુદરતી રીતે પોતાની મેળે ઉખેડાઈને જમીન ઉપર પડે છે. એ છાલ બાટલીઓને બુચ દેવાનાં તથા હલકાં કપડ કરવાના કામમાં આવે છે. પોતાની મેળે પડતી છાલ કરતાં હાથે કાહાડેલી છાલનાં બુચ સારા બને છે. યુરોપ તરફ તેવાં ઝાહાડો ૨૬ થી ૩૦ વરસના થાએઆ પછી તેની છાલ દર આઠ દસ વરસને આંતરે કાહાડવામાં આવે છે. અને તેહેવી રીતે છાલ કાહાડેલાં ઝાહાડ ૧૫૦ થી વધારે વરસ જીવે છે. એ છાલ કાહાડવા પછી તેહને બંપે ભારથી જંગાજરા દહજાડઆમા આવે છે. સઘળાં લાકડા અને છાલો કરતાં આ છાલમાં જુદોજ ગુણ છે. તે પાંણી સોસી લેતું નથી, તેમજ તે દબાઆઆથી નાંધલું મોહોટું થાએ છે અને તેથી ઉપલાં કામોમાં બીજી સઘલી છાલો કરતા વધારે ખપનું આવે છે.

Corn. (કોરન)અનાજ. જુવો Rice, wheat, bajree &c. રાઈસ, વીહીટ, બાજરી, ઈતીઆદી.

Corrosive sublimate.(કોરોસીવ સબ્લીમેટ) રસકપુર.

Cotton. (કાટન) રૂઊ. હીંદુશથાંન, અમેરીકા, અને ચીન, તથા મીસર તરફ ઊગતાં એક જાતના દીડવામાંથી નીકળતો સુકો ગર. રૂઊ કાપડ વનવાનાં કામમાં આવે છે. રૂઊની સરૂઆતની તવારીખ તથા વેપાર વીશે આ ચોપડીનાં પાછલા ભાગનાં વધારામા એક બીના લખવામા આવી છે, તે જુઓ.

Cowhage Cowitch.(કાઊહેજ) કવચ. હીંદુશથાંન, ઊગમણ પરાંતના બીજા મુલકો તથા અમેરીકામાં ઊગતાં એક ઝાહાડના દીડવાં. એ દીડવાંમાં એરક્ષાતો જીણીનાં કાંટા આવે છે કે તે સરીરને લાગવાથી મોહોટી ખુજલી ઊઠાવે છે. એ દવાઈનાં કામમાં પણ આવે છે.

Cowries. (કવરીસ) કોરી. માલદીવનાં ટાપુ તરફ થતા એક જાતનાં માં

ઘલીનાં કોટલાં. હીંદુસ્થાંનનાં કેટલાએક દેશી રાજોમાં સીકાને ઠેકાંણે વેહેવારમાં આપવા લેવાને કાંમ લાગેછે. આફ્રીકા તરફ તેનો એજ કારણને માટે તથા ઘરેણાંને માટે મોહોટો ખપછે. ગોલાંમનો વેપાર ચાલતો હતો તારે એ વસતુનો મોહોટો જથો હીંદુસથાંનથી વેલાત જતો હતો પણ હાલ એ વેપાર બંધછે. હીંદુસથાંન તરફ બીજાં આસપાસનાં ટાપુઓમાંથી આવેછે.

Crackers. (કરાકરસ) ફટાકા. કાગલમાં દારૂગોલો ભેલીને બનાવેલા આવે છે. રમત તથા તેહેવારનાં દાહાડાઓ ઊપર ફોડવાનાં કાંમ માં આવેછે. ચીનમાં બને છે.

Cranberries.(કરાનબરીસ) એક જાતનુ યુરોપમાં થતુ. બોર જેહેવું ફલ. એ "ટારટ" નાંમની એક જાતની ઇંગરેજી મીઠાઈ બનાવવા નાં કાંમમાં આવે છે. રૂશીઆથી ઇંગલંડ ખાતે મોહોટો જથો આવેછે. એનો સવાદ બોરની માફક ખાતમીઠોછે.

Crape. (કરેપ) કરેપ. એક જાતનુ વલ દીધેલાં દોરાનુ (અથવા રેશ મનુ) કપડું. ચીનની કરેપ ઇંગલંડ તથા ફરાંસની કરેપ ઊપર હ જુ ર સરસાઈ ભોગવે છે.

Cream of Tartar.(કરીમ આફ તારતાર)જુઓArgol(આરગલ)

Crottonseed.(કરોતનસીડ) જમાલગોતો. Oil (કરોતન આઈલ) જમાલગોટાનુ તેલ.

Cress seed.(કરેસ સીડ) કલીંજનાં બીણ.

Cubebs. (કીઊબેબસ) કબાબચીની. એક જાતનાં મરી જેહેવાં બીઆં. એનો સવાદ તીખો તથા કળરો હોએ છે અને વાસ સારી છે. જેમ મોહોટાં હોએ તેમ સારા. એ માલરે જાવામાં જ થાએ છે અને દવાઈ તથા મસાલાનાં કાંમમાં આવે છે.

Cucumber.(કીઊકમબર) કમલકાકરી. એક જાતનુ કોટલાં વાલું નાંધ લું બીજ. એનાં કોટલાંનો રંગ કાલો હોએ છે અને પસતાં નાં જેટલું મોહોટું હોએ છે. એની અંદરનાં ગર સવાદમાં લગાર કાકીને મલતો આવે છે. એજ બોલ કાકરી નાંમનાં ફલને પ ણ લાગુ પડે છે.

Cudbear. (કડબીર) સુઈડન, ઇસ્કાટલંડ અને ઇંગલંડનાં ઉતર ભાગ ઊપર ઊગતાં એક જાહાડનાં દીડવામાથી બનાવેલી એક જાતની ભુકી જે Violet રંગના કામમાં આવે છે. એ ભુકી કરવાની સોધ ડાકટર કડબરટે કરવાથી એ નાંમ એ ભુકીને આપવામાં આવીઊં છે. પાકા રંગનાં કાંમમાં એ પુશક્લ આવે છે.

Cumminseed. (કમીનશીડ) જીરૂં. એ નાંમનાં ઘણાં શુગંધી નાજુક એક જાતનાં બીજ એ મીસર તરફ અને સીસીલી તથા માલતા તરફ ઉગે છે. એ વઝાનામા કાંમ આવેછે, તેમજ યુરોપવાલા તેને દારૂમા નાખે છે.

Black Cumminseed. (બલાક કમીનસીડ) કાલી જીરી. એની એજ જાતની પણ કાલા રંગની આવે છે. એ મસાલામાં વધારે ખપે છે.

Currants. (કરંનટસ) એ નામની નાધલી જાતની દરાખ. એ દરાખ, જાંનટી, શીપાળીનાં અને ઈઝાકા તરફ ઊગે છે. એ દરાખ મીઠાઈનાં કાંમમાં ઘણી આવે છે અને એના રોપા ઘણાંજ નાંજુક હોવાથી તથા રોપથા બાદ ૬—૭ વરસે ફુલ આપવાને લીધે એ ઘણી થોડી મલે છે, તેમજ મોઘી વેચાએ છે. ઊપલાં ગાંમોની વેપારની એક મુખીઅ વસ્તુ ગણાએ છે. એ બેએ જાતની આવે છે. તેમાં Black (કાલી) અને Red (લાલ) એ બેએ નામે તે ઓલખાએ છે. લાલ જરાર ખતમીઠી લાગે છે.

Cutlery. (કટલરી) છરીકાતાં કાંમ. એ બનાવત ઇંગલંડમાં મોહોટી છે અને જોકે બીજાં દેશોમાં તેની બનાવત થાએ છે, તોબી હીંદુસથાન ખાતે મુખીઅ માલ ઇંગલંડનો અને ફરાનસનો આવે છે. બીજાં દેસોમાં છરી, ચુલીઆ કરવત વતરેગે બીજાં ધારવાલા હથીઆરો થાએ છે, પણ તે યુરોપખંડનાં જેહેવા ગ્રાહિદાર અને મજબુત તેમજ હલકાં હોતા નથી.

Cypress. (સાઈપરેસ) એ નાંમનુ એક મોહોટું જાહાડ. એ યુરોપનાં દખણ ભાગમા, એશીઆમાં અને અમેરીકામાં ઉગે છે. એ

જાહાડ ઘણી લાંબી ઊમર સુધી જીવે છે અને તેનું લાકડું બાંધ કાંમમાં આવે છે. મીસીસીપી નદી આગલની ખીણમાં તેની ઘણીજ મોહોટી પૈદાઍશ છે અને તાંહાં તે એક વેપારની વસ્તુ થાઈ પડી છે.

## D

**Damar.** (ડામર) દાંમર. હીંદી માહાસાગરનાં ટાપુઓમાં તથા બીજા કેટલાંએક ગરમ દેશોમાં ઉગતાં કેટલીએક જાતનાં જાહાડનો રસ. એ ઘણું કરીને બોરનીઓ, સુમાતરા, જાવા, અને મલઈ કોમ તાનાં કેટલાંએક બંદરોનાં વેપારની વસ્તુ ગણાએ છે. દામર બે જાતનો આવે છે એક લગાર ઝંકૂદી ઉપર અને નરમ આવે છે બીજો લગાર વધારે કાલો અને સકત હોએ છે. જાહારો માંથી જખમ કરવા વગર તેનો રસ કેટલેક ઠેકાંણે પોતાની મેલે ગલીને છાલ ઉપર બંધાઈ રેહે છે અને કેટલાંએક જંગલોમાં તો એટલોતો થાએચ કે તાંહાંથી પાણી સાથે ઘસડાઇને નદીઓમાં તરતો મલે છે. એ વાંહાણનાં તથા ઘરનાં છાપરાનાં સાંધા પુરવાનાં કાંમમાં આવે છે અને હીંદુસથાન તેમજ બીજાં મુલુકો ખાતે તેનો મોહોટો ખપ છે.

**Damask.** (દામાસક) દુમાસ. એક જાતનુ ભરતનુ કપડું જે ઘરસાનગારનાં કાંમમા આવે છે. ચીન, તથા વેલાતમાં તેની અછી બનાવત થાએ છે. ચીનમાં મુખીએ કરીને રેશમનું બનાવવામાં આવે છે, પણ યુરોપખંડમાં સુતરાઊ પણ બને છે.

**Dates.** (ડેટસ) ખજુર. આ ફલ મીસર, બારબરી, આરેબીઆ, અને ઇરાંનમાં પુશકલ થાએ છે, અને તે તરફનાં ગરબ લોકોનો મોહોટો ખોરાક છે. એ ખજુરીનાં જાહાડ ઉપર થાએ છે, પણ હીંદુશથાંનમાં સઘલાં હેવાં જાહારો ઉપરથી તારી છેજવાને લીધે, તથા એ ફલની પેદાસ વધારે નહી થવાને લીધે, ઇરાંન અને અરબસતાંનથી અતરે પુશકલ ખજુર આવે છે. તે તરફનાં

સૈકી ખજુરના પાક ઉપર તે હરેક વરગની આબાદી છખ્મા 'ગા લીઅતનો હાથાર બાંધે છે. એ રમ દારૂ બનાવવાનાં કામમાં પ ણ પુશકલ આવે છે. અતરેથી જથાબંધ માલ ઈંગલંડ પણ જાએ છે.

સુકી ખજુર જેહને આપણે ખારક કહીએ એમ તેને Dry dates (ડ્રાઈ ડેટસ) કહી કેહુ છે.

Deal. (ડીલ) એ નાંમનુ એક જાતનુ દેવદારનાં જેહેવુ હલકુ લાકડું. ઉતર અમેરીકા, રૂશીઆ, અને બીજાં ઉતરનાં મુલકોમાં એની પેદાશ વધારે છે. એ લાકડુ હાલ તરત મુંબાઈમાં પુશકલ આવ વા માંડીઉ છે અને તેનાં પાતીઆં ઘરનાં બાંધકાંમમાં બીજાં લાકડા કરતાં ઘણાં હલકાં અને સસતાં માલમ પડેઆં છે.

Deerhorns.(ડીઅરહારનસ) હરણ નાંમનાં જાનવરનાં સીંગડાં.

Dhowny Flowers.(ધાવની ફલાવરસ) ધાવણીનાં ફુલ.

Diamond. (ડાએમંડ) હીરો. આ કીંમતી પથરની ખુબીથી કોઈબી અ નજાંણીઉં હસે નહી. એની મોહોટી પેદાશ અગાઉ હીંદુશથાંન માં "ગોલકંદા" ની ખાંનમાં હતી પણ હાલ તે ખાલી થાઈ ગઇ છે. હવડાં બરેજીલ જે હીંદુશથાંનની ઘણીએક પેદાશોમા મ લતું આવે છે, તે સરસ હીરા પેદા કરવાનુ માંન લઈ બેઠું છે. હીરો દુનીઆની સઘલી ચીજોમાં સઉથી કઠણ ચીજ છે. તે કધી પણ બીજી ચીજોથી કપાતો કે ઘસાતો નથી અને તેજ તે ની મોહોટી પરીખશા છે. વલી એમા જાહલકાત અને ખુદરતી રોશની હોવાથી તે બે ગુલો થાઈ પડેઓ છે. આપણ લોકો ગ ફેદ રંગવાલા પથરનેજ હીરો કેહુ છે, પણ તેમ નથી, હીરો એ એક જાતનાં પથરનો વરગ છે અને તેમાં સફેદ રંગનો વધારે મ લે છે તેથી એમ વીચાર આપણને બેસી ગયો છે, પણ કેટલાએક હીરાઓ, પેલો, લાલ, તપખીરીઆ અને લીલા આવે છે. દુનીઆમા સઉથી મોહોટો હીરો હાલ બરેજીલના બાદશાહ પાશે છે અને તે ૧૬૮૦ રતીનો છે. રૂશીઆનાં ખજાનામા

ખી એક ઘણોજ નાંમીચો હીરો છે, જેની કીંમત જહવેરીઓ ૪૮૦૪૦૦૦૦ ચાર કરોડ હેંસી લાખ ચાલીસ હજારની કરે છે. યુરોપનાં જહવેરીઓ હીરાની કીંમત એક હસાબથી ગણે છે, તે ઓ, જેટલા રતી હીરો હોએ તેટલા આંકડાંને પેહેલાં તેટલાંએ જ ગુનીને પછી તેને બમનાં કરે છે અને જે છેલલો ગુણાકાર આવે તેટલા પાંઉડ તેની કીમત થાએ છે. જેમકે જો ૩ રતી હીરો હોએ તો ૩ ને ૩ ને ગુણવાથી ૯ આવે અને તે ૯ ને ૨, એ ગુનવાથી ૧૮ આવે તો તે હીરાની કીંમત ૧૮૦ રૂપીઆ થયા. પણ આએ ગણતરી મોહોટા હીરાઓને લાગુ પડતી નથી. બરેજીલનાં રાજા પાસે જે ૧૬૮૦ રતીનો હીરો છે તેની એ રીતે ગણાતો ૫૬૪૪૮૦૦૦ પાંચ કરોડ ચોસઠ લાખ અને ઉર તાંલીસ હજારની થાએ છે. પણ હેવી મોંધી કીમત આપનારા થોડા હોવાથી મોહોટા હીરાઓની કીંમત કોઈ ઓછી ગણવી જોઈએ. બરેજીલ તરફથી હાલ યુરોપખંડખાતે દર વરસે ૨૫થી૩૦૦૦૦ રતીની આવરેજે હીરો જાએ છે. પણ તે ઘસાઈને સાફ થવાથી તેમાંથી દર વરશે માતરે ૯૦૦૦ રતીની આવરેજ ઉતરી છે. હીરાની પેદાસ દર વરશે કમી થાતી જાએ છે અને બરેજીલની ખાંનખી ગોલકંદાની ખાંનની માફક ખાલી થાઈ જાવા આવી છે, તેથી હીરાની કીંમત વખત જતે હજુર વધશે.

હીરો જહવેરાત વતરીગે બીજાં કાંમોમાં પણ આવે છે. ફકત ચીનો ઘસવા તથા કાપવાને માંટે તથા સાંચાંઓ અને ઘડીઆલની અંદર પણ તે કાંમે લાગે છે. હીરો ઘસવાનો હોનર પેહેલાં હીંદુસથાંનમાં અને ચીનમાં હતો અને તાંહાંનાં લોકો તેને "ડાયંનડમ" ની ભુકીથી ઘસતા હતા પણ યુરોપખંડમાં ૧૪૫૬ નાં સાલમા લુઈસ બરકી નાંમનાં સખસે હીરાની ભુકી કરીને એક ચકર ઉપર વલગાવી તે ચકરથી ઘસવાની તાલ શોધી કાહાડી હતી.

Diaper. (ડાએપર) એક જાતનુ કપડું. જે ઘણુંકરીને તેબલ કલા

તંબા તુવાલો બનાવવામા કામે લાગે છે. એની બનાવત, આયર લંડ, જરમની અને અકાટલંડમા થાએ છે.

**Dice.** (ડાઈસ) પાસા રમવાના. ઘણું કરી હાથીદાંતના બનાવે છે.

**Dimity.** (ડીમેટી) એક જાતનુ વાનેતાંનેનુ કપડુ. જે સુતરાઉ હોએ છે.

**Down.** (ડાઊન) યુરોપ તરફ બટક અને હાંસ જેહેવા પંખીઓની છાતી ઉપરના ઝીણા રૂઆ. એ રૂઆ તે પખશીઓ પોતાની ચાંચે કાહાડીને તેના માળા બનાવે છે અને તે ઘણાજ હલકા અને રબરની માફક તણાએ તેવા હોવાથી યુરોપખંડમા ટોપી બનાવવાના કામમા આવે છે

**Dragons Blood.** (ડરેગુનસ બલડ) હીરા દખન. આએ, બોરનીઓના ટાપુ તરફ નેતરના જેહેવા એક જાતના જાહાડનો રસ છે અને રાજમની માફક તથા રંગના કામમા આવે છે. એની આવક મલાઈ ડોસતા તરફથી છે. એ રસના નાહાના ગાગરા બંધાઈ જાએ છે અને તેનો ઉપરથી લાલ જાહઓ રંગ હોએ છે, પણ ભાંગ્યા પછી ઘણો સુંદર અને ચલકતો લાલ રંગ દેખાએ છે. કાલા રંગનો હોએ તે ખરાબ ગણવામા આવે છે. એ ઘણો મોંઘો મળે છે અને તેટલા માટે કેટલાએક ઠગાઈથી ગુંદરમા તેની મેલવણી કરે છે. પણ ખરો "હીરા દખન" આગમા તરત પીગલી જઈને સળગી ઊઠે છે, જે મેલવણીના બીજા ગુંદરોમાં જોવામા આવતુ નથી. ચીનાઓ એ રસને ગાલવાનો હોનર જાણે છે જે યુરોપમા દાખલ થાએલો નથી, અને તેથી ચીનના માલની કીમત વધારે મોંઘી છે.

**Drug.** (ડરગ) વસાંનાં. દવાઈના કામમાં આવતી વસતુને એ સાધારણ નામ આપવામા આવેલુ છે.

**Dry ginger.** (ડરાઈ જીનજર) સુંઠ. જુવો ginger (આદુ)

**Dubber.** (ડબબર) દબરા. તેલ ઈત્યા ઘીહી ભરવાનાં ચામડાના વાસન. આ રીતના દબરા હીંદુસથાન અને ઊગમણ વસતના કેટલાએક ગામોમાંજ જોવામા આવે છે. એ હીંદુસથાનમા બના[illegible] આવે [illegible]

## E

Earthenware.(અરથનવેર) માંતી કાંમ. કુંભાર જે હાંનલાં ઘરે છે તેને આ સાધારણ નાંમ આપવાંમા આવીજે છે. દરએક દેશમાં તેનાં લોકો અને કારખાનાંની હાલત પરમાંણે આએ કાંમ ઊંચુ અથવા હલકું થાએ છે. યુરોપખંડ વાલાઓ જેઓ આ જમાનામાં હુનરવાલા ગણાએ છે તેઓએ આ હોનરને સુધરાઇનાં નુકતા ઊપર લાવેઆ છે, તોબી આગલાં જમાનાંનાં લોકો એ હોનરથી અનજાંણેઆં નહી હતા. ચીનાઓનાં ચીની કાંમની આગમચ તેની બનાવત સઘલા મુલકોમાં હતી. હાલ ઈરાંન તરફ ખોડી કાહાડેલી કેટલાએક જગાઓમાંથી માતી કાંમનાં મોહોટાં તેમજ મજબુત અને સુંદર વાસણો મલી આવેઆં છે તે ઊપરથી તેઓનાં આ કાંમનાં હોનરમાં મલેલી મહલ્તી કલાની સાબેતી મલે છે. હાલ એ યુરોપખંડમાં એક અગતનો હુનર ગણાએ છે અને તાંહાંથી મજબુત વાસણો આવે છે, તોબી સઘલાં ગરીબ ગાંમો પોતાની બનાવત વાપરે છે. ઇંગલંડમાં વારસેસતર અને દરબીમાં બીજી જગાઓ ઊપર દર વરસે ૧૭,૦૦૦,૦૦૦ એક કરોડ સીતેર લાખનુ માતીકાંમ થાએ છે. હીંદુસથાંનના સઘલાં શેહેરો અને ગાંમડાંનાં કુંભારોની ગણતરી કેટલી ઊતરતી હોશે તે ગણવાને આપણી પાશે કાંઈ બી સાંધણ નથી તોબી તેની પણ એક હેવીજ મોહોટી રકમ થાએ હેવું ધારવામાં આવે છે.

Ebony wood.(એબની ઊડ) અબનુસનુ લાકડું. એ લાકડું ઘણુંજ સખ્ત અને ટકાઊ હોવાથી તે જીનાં નકસીનાં અને બીજા સામનનાં કાંમમાં ઘણુંજ આવે છે, તેમજ તેને પાલીસ કરવાથી જહલક ઘણી મલે છે તેથી તે એક પસંદ કરવાજોગ ચીજ થાઈ પડે છે. એ લાકડું ઘણું કરીને કાલા રંગનુ (સીઆ Black) હોએ છે, પણ તેમ છતાં એ જાતનું લાલ લીલુ અને પીલુ પણ

આવે છે. કાળા રંગનું લાકડું વધારે નર્મદ કરવા જોગ છે. એ લાકડાંનાં ઝાહાડો માદાગાસ્કર, સીલોન, અને મોરીસ તરફ ઘણા છે અને ત્યાંહાથી હીંદુસ્થાનમાં આવે છે. ઇંગલંડનાં સુથારો બીજા લાકડાને કાળો રંગ આપી એબનની લાકડાંની નકલ કરે છે, પણ તેને જહલક મલી શકતી નથી.

Eel. (ઇલ) યુરોપખંડનાં દરીઆમાં થાતી માંછલી. એ ઘણુ કરીને હાલંડ તરફ પુશકલ મલે છે, અને તેનો વેપાર તે તરફ એ કંપનીઓ જથાબંધ કરે છે.

Egg. (એગ) ઇંડાં. એ માંસ ખાંનારી જાતનાં લોકોનો એક મોહોટો ખોરાક છે. ઇંગલંડ અને ફરાંનસમાં તેનો મોહોટો વેપાર અને ખપ છે એટલો બધો કે ઇંગલંડમા પેદા થતાં ઇંડાં ઉપરાંત ફરાંનસથી નજીક દશ કરોડ ઇંડાં ઇંગલંડ જાએ છે. મુંબઇમાં ઘણું કરી ઘાટ ઉપરથી અને ગુજરાત જીલ્લાથી આવે છે વર્ણવવાની હેવી ગરહાછે જે પુશતી આપનાર ખોરાકોમાં "ઇંડું" એક મુખીઆ ચીજ છે મરઘીના ઇંડાં ઘણું કરીને ખાધામાં લેવામાં આવે છે. એ વનરેગે બટક તથા હાસના ઇંડા ખાવાનાં ઉપયોગમા આવવા કરતાં ચેવન પિઆરી તેના બચ્ચાં કાહાડવામાં આવે છે.

Ejoo (ઇજુ) ગુમતતી. જુવો Gomuto.

Elephant Teeth.(એલીફંટ ટીઠ) હાઠીદાંત. જુવો Ivory (આઇવરી)

Elm. (એલમ) ઇંગલંડ તરફ ઉગતું એ નાંમનાં ઝાહાડનું લાકડું. એ લાકડું પાંણીમાં ઘણુ ટકે છે અને તેથી તેની સુરંગની પેટીઓ, પીપ, અને નળીઓ બનાવવામા આવે છે.

Emerald. (એમરલ્ડ) પાંનુ. એ નાંમનો એક કીંમતી પથર. એનો રંગ લીલો હોએ છે. આગલા જમાનામાં તે "સીરીઆ" તરફથી મલી આવતો હતો પણ હાલે માતરે તે "પીરૂ" માંજ મલે છે. સ જગતી મોહોટાંમા મોહોટું પાંનુ મોરેકોનાં પાંહાદશાહ પાસે છે,પણ

તેમાં એબ ઘણી છે. તેનું વજન બેએ આંઊંસનું એટલે પાંચ તોલા છે. રૂમનાં એક આગલા માટલી રાજા નીરોએ એક આ ખા પાંનાંનુ આઈગ્લાસ બનાવેલો હતું.

**Ermine.** (અરમાઈન) ઊતરનાં ઠંડા મુલુકોમાં એક જાંનવરનુ રૂઆં સાથનુ ચાંમડું. ટોપી અને ગરમ કપડાં સીવવાનાં કાંમમાં તે આવે છે.

**Esparto.** (એસપારટો) સપેન દેશનાં દખણ ભાગમાં થાતું એક જાતનું જાહાડ. એનાં વાલાની સાદરી, દોરડાં, તોપલીઓ, ઈતીઆદી બનાવવામાં આવે છે. એ વાલાનું દોરડું ઘણું હલકું છે અને તે થી કેટલાક કાંમમાં સનનાં દોરડાં કરતાં વધારે પસંદ કરવાજોગ માલમ પડીઊ છે.

**Estrich or Estridge.** (એસટરીચ) શાહામોરગની છાતી ઊપરનાં બારી ક રૂઆં. એની ટોપીઓ બનાવવામાં આવે છે. જુમધીઅ સમુ દરનાં કોસતા ઊપરથી તે ઘણું મલી આવે છે.

**Euforbiem.** (ઈઊફોરબીઅમ) અફાનાજા. આફરીકાનાં કોસતા ઊપ ર થતો એક જાતનો ગુંદર. એ પેહેલે મોહોડાંમાં લેતાં કસો સ વાદ મારતો નથી, પણ ચાવીઆ પછી તે ઘણોજ તીખો લાગે છે અને એથી મોંહોડાંમાં છાગલા પડે છે. એ દવાઈનાં કાંમમાં આવે છે.

## F

**Feathers.** (ફેઢરસ) પર, પીછ. પંખેરૂઓનાં પર અથવા પીછ. યુરોપમાં એ બીછાંનાંઓ, તથા ગાદીઓ બનાવવાનાં કાંમમાં આવે છે. ચીનમાં પંખાઓ અને પીછીઓ બને છે. એ માલનો વેપાર હીંદુસથાંન તરફ કાંઈજ નથી.

**Fennel seed.** (ફેનલસીડ) વરીઆરી.

**Figs.** (ફીગસ) અંજીર. એ એશીઆખંડનુ એક ફલ છે અને એ ની મોહોટી પેદાશ અને વેપાર ઈરાંન તથા અરબસતાંન તરફ છે.

હીંદુસથાંનમાં એ ફુલ થાએ છે પણ તેનો કોઈ વેપાર નથી. ઈરાંન અને અરબસથાંનથી એ ફુલ સુકી હાલતમાં હીંદુસથાંન ખાતે જથાબંધ આવે છે. ઈટલી અને સપેન તરફથી તેનો મોહોટો વેપાર છે.

**Files.** (ફાઈલસ) કાંનસ. લોહોડાંનું ખબરાએલું હથીઆર, જે બીજી ચીજ ઘસવાનાં કાંમમાં લાગે છે.

**Fir.** (ફર) સનોબર નાંમનાં મોહોટાં ઝાહાડો.

**Fish.** (ફીશ) માછલી. Dry Fish (ડરાઈ ફીશ) સુકી માંછલી. જુદાં જુદાં દેશોને લગતા દરીઆમાં જુદી જુદી જાતની માંછલી હોએ છે, તે સઘલાનું વરણુંન અતરે આપી શકાતું નથી. એજ પરમાંણે જુદાં જુદાં દેશોમાં તેનો મોહોટો વેપાર ચાલે છે. યુરોપનાં સઘલાં દેશોમાં સુકી માંછલીનો મોહોટો વેપાર છે અને તેમજ હીંદુશથાંન તથા ચીનમાં પણ છે. મુંબઈની વેપાર જોગ સુકી માંછલીમા બુમલા, છમનાં અને મુસી આવે છે. એ પાછલી જાતનો વાંહાણ વાલાઓમાં મોહોટો ખપ છે અને આગલી બેએ જાત રેહેવાસીઓનાં ખાધામાં આવે છે. ગુંજરાત અને બીજા જીલલાઓમાં રામસ અને ગાઈ એો શુંકે છે, પણ સઘીમાં સરસ ગનદેવીનાં સુકા લેવતા અને બેરાવની ગાઈ છે. એ ચાઈમાં અતીશય ચીકાસ રેહે છે અને બુંજવાથી તે ઊપર સઘલું ગીઈ તરી આવે છે.

**Flax.** (ફલાકસ) આપણાં સણ જેહેવી એક રાખ્યાદાર વસતુ. એનાં દોરડાં તથા કપડાં વનવામાં આવે છે. રૂશીઆ તરફથી તેની મોહોટી આવક યુરોપ ખાતે છે. નીઊઝીલાંડનો માલ ઘણોજ સરેસ કેહેવાએ છે અને તે વધારે મજબુત તથા સફેદાઈ ઊપર છે. હીંદુશથાંનમાંથી જે સણ જાએ છે તેહને Hemp કેહે છે, પણ એ બને ચીજ વેપારીઓની નજરમાં એકસરખી હોવાથી એકમેકમાં ભેલીને બી વપડાએ છે.

**Flax seed or Linseed.** (ફલાકસ સીડ અથવા લીનસીડ) અ

લશીનાં બીજ. આ હીંદુસ્થાંનનાં વેપારની મુખીઆ ચીજ છે. એનુ તેલ કાહાડવામાં આવે છે અને તે Linseed oil (લીનસીડ આઈલ) અલસીનાં તેલને નાંમે ઓલખાએ છે. રૂશીઆથીબી મોહોટા જથ્થો ઇંગલંડ જાએ છે, પણ આપણો મા ધ સરસ ગણાએ છે. એ ઊપર જણાવેલાં "ફ્લાક્સ" નાં સુલી આ ઊપર થતાં બીજ છે.

Fish maws.(ફીશ માઆસ) પોટા. ચોક્સ માંછલીઓનાં પેટમાંથી મલે છે, જેને સુકવીઆ બાદ મુંબઈથી ચીન મોકલવામાં આવે છે. તાંહાં તે તેલ કાહાડવામાં તથા ખાધાનાં કાંમમાં આવે છે. આ તરે વાંદરેથી થોડેક દુર "વરસોવા" નાંમના ગામમાથી તે જથા બંધ આવે છે. આ માલ હાલમા લંડન આતે પણ અજમાએશ દાખલ ઇંગરેજી વેપારીઓ ચઢાવે છે.

Flour. (ફ્લોઅર) આટો. હરેક અનાજને દરવાથી આટો થાએ છે. પણ ઇંગલંડ અને અમેરીકાનાં વેપારમાં એ નાંમે ખપતો આટા તે ઘઉનોજ છે. મકાઇબુટાનો આતોબી અમેરીકામાં પુશક લ ખપે છે.

Frankincence.(ફ્રાંકીનસેનસ) રોહેરી લોબાંન.

Fruits. (ફ્રુટસ) ફલ. આ નાંમ સઘલા મેવા અને ફલને લાગુ પડે છે વેપારમાં આવતાં ફલને પણ વેપારીઓ ફ્રુટનેજ નાંમે ઓલખે છે. ફલમાં ઘણુ કરીને લીબુ, આરેંનજ, મોસમબી, દાર મ, ઇતીઆદી, તથા સુકાં ફલને મેવાનુ નાંમ આપવામાં આ વીઉં છે, તેમાં બદાંમ, દરાખ, પસતાં, કીસમીસ, ખજુર, ઇ તીઆદી ગણાએ છે.

હીંદુસથાંનમાં કોઇબી મેવા કે ફલનો નીકાસ વેપાર નથી, સબબ તેમાં ફલનો પાક ખાધા ઊપરાંત વધારે થાતો નથી, પણ ઇરાંન, ચીન અને અરબસતાંનમાં તે એટલાતો થાએ કે તે બાહેર મોકલવાને માટે વેપારની મુખીઆ વસતુ થાઈ પડે છે.

Fuller's earth.(ફુલરસ અરથ) ચોકની મતોરી, ખડી. ઇંગલંડનાં કાર

ખાનાં વાલાઓ આ મતોડીથી કપડાંને હાર દેછે. મુંબઈમાં પા
રસીઓની કેટલીએક ઓરતો આ મતોડી હરખથી ખાએ છે,
પણ એ તેઓનાં શરીરને મોહોટી નુકશાંની કરનારી વસ્તુ છે
તે તેમને થોડુંજ માલમ હશે.

Fur. (ફરૂ) પીછ, પર, રૂઆં. જુઓ Feathers (ફેદરસ).

Fustian. (ફસટીઅન) એક જાતનુ સુતરાઉ કપડ઼ં જે એક બારકુ ઊપર
થી સુમારૂં અને બીજી બોરકુએથી રૂઆં વાલું માલમ પડે છે.

Fustic. (ફસટીક) અમેરીકા અને વેશટ ઇનડીઆ તરફ ઊગતાં એ
નામનાં એક જાહાડનાં લાકડાં જે પીલો રંગ બનાવવાનાં કાંમ
માં આવે છે.

G

Galangal. (ગાલનગાલ) કુલીજન. એ એક જાતની જર છે, અને ચી
નથી આવે છે. એનો વાસ ઘણો તીખો છે. એ દવાઈના કાંમ
માં આવે છે. ઉગમણનાં બીજાં ટાપુઓમાંથી મલે છે.

Galbanum. (ગાલબેનમ) આએ નાંમ કેટલીએક જાતના ગુંદરોને આપ
મામાં આવીઉ છે. એ ઘણુંકરી આફ્રીકાનાં કાંઠાંઊપર, સીરી
આ અને ઈરાંનમાં મલે છે, અને એ વરગનાં ગુંદરોને આરબો,
બારઝડ કેહે છે. એ વરગમાં રૂમી મશતકી mastich
હીરાબોલ myrrh ઈસેસ olibanum તથા ગુગરછે.
એઓનો ખોલાસો એ પોતાની જગાએ જુવામાં આવશે.

Galls or gall nuts, (ગાલસ અથવા ગાલ નટસ) એને હીંદુસથાં
નમાં માજુ ફલ કેહે છે પણ અતરેનાં, વેપારમા એને હુરડાં
નુ નાંમ આપવામાં આવીઉ છે. એશીઆ માઈનર સીરીઆ
અને ઈરાનમા ઊગતાં એક જાતનાં જાહાડની ડાલીમાં દાખેલ
થતા કેટલીએક જાતનાં કીડાઓ દાખલ થવાથી તે જાહાડનો ર
સ બાહેર નીકલીને બંધાઈ જાએ છે, તે આએ Galls છે. એ
નો વાસ કસો હોતો નથી, પણ તેનો સવાદ ઘણોજ કરો અ
ને કગત કરનારો છે. એ દવાઈના, રંગનાં અને શીહાઈ બનાવવા

નાં કાંમમાં પુશકલ આવે છે. એ ઈરાંનથી અતરે આવીને ઈ ઈંગલંડ જાએ છે. હાલ હીંદુસથાંનમાં પણ તેની પેદાસ છે.

Galls persian. (ગાલસ પરશીઅન) માજુ ફલ.

Gamboge. (ગેમબોજ) રેવનચી અથવા રેવનચીનો સીરો. એની ગુંદરનાં વરગની એક વસતુ છે. એની પેદાસ સાએમમાં અને કાંમબોજાનાં રાજ તરફ છે અને તે ઉપરથી તેનુ નાંમ "ગેમબોજ" પડેલું છે. એનો રંગ પીલો છે. એથી જોલાબ આવે છે. એ સાએમથી સીંગાપોરને રસતે થાઈને અતરે આવે છે, અથવા ઈંગલંડ જાએ છે. એ રંગનાં કાંમમાં ઘણો આવે છે, તેમજ દવાઈમાંબી આવે છે. આરબો એને "એોસારા રેવડ" કહી કેહે છે.

Garlic. (ગારલીક) લસન.

Garnet. (ગારનેટ) એ એક જાતનો કીંમતી પથર છે. એની બેએ જાત આવે છે અને ઉંચાનો રંગ દારમનાં જેહેવો લાલ હોએ છે. બીજો હલકો લીલા અથવાં આરંનજ રંગનો હોએ છે. હીંદુસથાંનથી વધારે સારો માલ જાએ છે.

Gentian. (જેનશીઅન) એ નાંમની એક જાહાડની જર જે દવાઈનાં કાંમમાં આવે છે. એ ઉતર અમેરીકા,સુવીટજરલાંડ, આસતરીઆ અને પીરીનીસનાં તથા આંલપાઈન પાહાડો તરફ થાએ છે.

Ghee. (ઘીહી) ઘીહી. માંખન તાવીને બનાવેલો ચોકનો રસ. ઘીહી હીંદુસથાંનમાં સુખીઆ કરીને ખપે છે. એની બનાવત જોકે મુઘલાં શેહેરો અને ગાંમડાંઓમા થાએ છે, તોબી સીંધ, જાફરાબાદ, અને ગુજરાત તરફથી મોહોટો જથો બીજે ગાંમ ફેલાએ છે. બંગાલમાં અને મદરાજમાં પણ તેની આસપાસનાં ગાંમડાંઓમાથી પુરૂં પડે છે.

Gin. (જીન) એ નાંમનો એક જાતનો અંગરેજી દારૂ,જે જવ બાજરી, અને બીજો અનાજ અથવા મોહોવડાંનાં જેહેવાં ફલમાંથી બનાવીઆમાં આવે છે. ઈગરેજી જીન વધારે સારો હોએ છે.

Gins. (જીનસ) એક જાતનો સાંચો, જેથી કપાસમાંથી કપાસીઆ અ

ને રૂના ફેરા પાડી ગયા છે. એનાં કારખાનાંઓ, સુરત, ભરૂચ, અમદાવાદ, વીરમગાંમ, ધંધુકા, વડવાન વીગરે જગાઓમા છે.

**Ginger.** (જીનજર) આદુ. હીંદુસથાન, અને ચીન તરફ થતા એક રોપાની જડ. એ જડને ખોદી કાહાડ્યા પછી તેમાંથી સારો માલ ચુંટી કાહાડીને તેને તડકે સુકવે છે તેહને White ginger (વાહીટ જીનજર) સફેદ આદુ કેહે છે, જેહેને આપણે Dry ginger (દરાઈ જીનજર) અથવા સુંઠ કહીએ છે. બીજા હલકા માલને ગરમ પાણીમાં ગળે છે તેને ઇંગરેજો Black ginger (બલાક જીનજર) કેહે છે. ચીનમા તેનો મુરબો કરવામાં આવે છે અને તેનો ખપ મોહોટો છે. હીંદુસથાનમાં તે મસાલાનાં કાંમમાં આવે છે. ઇંગલંડમા "સુંઠ" ને દારૂમાં ભેળીને Ginger wine (જીનજર વાઈન) બનાવે છે.

**Ginseng.** (જીનશીંગ) એ પણ આદુનાં જેહેવાજ જાહાડની એક જડ છે. એ ચીન અને તાતારીના મુલકમા અને ઊતર અમેરીકામા ઊગે છે. અમેરીકાથી એ માલ ચીન ખાતે પુસકળ જાએ છે.

**Glass.** (ગલાસ) બીલોર, કાચ. સાધારણ ઊપીઓગમા આવતી આ સુંદર ચીજની શોધ અસલ જમાનાંમાં એક અનચીંતા બનાવ ઊપરથી ફીનીશીઅન લોકોએ કરી હતી, કેહેછે કે એ વેપારીના વાહાણનાં ખલાસીઓ સાજીખાર ભરીને પોતે ગાંમ જતા હતા તેઓ, કીનારે ઊતરીને રેતી ઊપર આતશ સળગાવીને આ એ ખારના કડકા મેલીને તે ઊપર રાંધવાનુ એક વાસન મેલ્યુ હતું. અને થોડા વખત પછી તે વાસન ઊતારતા તેઓને માલમ પડીઉં જે પેલો ખાર અને રેતી મળી જઈને અંદરથી કાચનો એક કટકો બની ગયો. એ બીનાં તેઓએ તે શેહેરના લોકોને કેહેવાથી તે ઊપર તપાસ થઈ અને તે દાહાડેથી કાચ બનાવવાનુ કામ ચાલીઉં છે. હીંદુસથાનમા પણ તે વખતે એ હોનર દાખેલ થએલો હતો અને હીંદુસથાનનો કાચ તે જમાનામા સરસ ગણાતો હતો. એકવાર રોમના શાહનશાહ નીરોએ કાચનાં બેઉ પેઆલાના પાંચલાખ રૂપીઆ આપીઆ હતા ! હાલ હીં

દુમથાંનમાં કાચનુ એકુભી કારખાનું નથી અને જે કાંઈ ગાંમઠી કાચ, કનીર અને બાંગડી બને છે, તે સોભાઈતો તથા તકાજી મુ દલ નથી. અગલ જમાનાં પછી યુરોપમાં એહોનર પેહેલવેહેલો વેનીશીઆમાં દાખલ થાએઓ હતો અને તાંહથી એ કાંમ ફ્રેંચ લોકો અને તેઓથી ઇંગરેજ લોકો સીખ્યા હતા. હાલ ઇંગલંડ અને ફરાંનસમાં કાચ બનાવવાનો, અને તહરેવાર રંગનો હોનર એટલો તો વધેઓ છે જે તેઓ એ કાચનો એક આખો મેહેલ બાંધેઓ હતો એ વાત કોઈને છાંણી નથી. ચીનમાં પણ કાચની બનાવત થાએ છે પણ એ કાચબી ઘણો મજબુત હોતો નથી. કાચની બનાવતમાં, ખાર, રેતી અને ચુનો, સીસું અને સીલીકા આવે છે. ઇંગલંડમાં વરસ દાહાડે તરણ કરોર રૂપીઆની કીંમતનુ કાચકાંમ થાએ છે એમ કેહેવાએ છે.

Glass-ware.(ગલાસવેર) બીલોરકાંમ—કાચકાંમ.

Gloves. (ગલવસ) હાથે પેહેરવાનાં મોજાં. એ કપડાંનાં, અને હલવાંનનાં ચાંમડાંનાં તથા ઊન અને રેશમના બને છે. સુધરેલા દેશોમાં મરદો અને ઓરતો પેહેરે છે. ચોકસ વખતે અને ચોકસ મંડલીઓમાં હાથે મોજાં પેહેરવા વગર જવાથી મંડલીનો કાએદો ટુટે છે એમ ઇંગરેજો માંને છે.

Gold. (ગોલડ) સુનુ. દુનીઆમાં માંન અપાવનારી, તથા તે મેલવવાને માટે ગલા કપાવનારી, તેમજ રાજાઓનો, ફકીરનો એકસરખી રીતે લોભ ઊસકેરનારી આ ચીજ એક મુલ ધાતુ છે. રતાસ ઊપર આવતા પીલા રંગની, ચલકતી, અને મજબુત,તેમજ તનાઈ અને કુટાઈ સકે હેવી ધાતુ આ છે. રૂપાં કરતાં તે લગાર નરમ છે. એની સોધ જમાંનાંની સાથેજ થાએલી દીસે છે. જોકે મધલા જમાંનાં વહી ગયા, રાજો ફેરવાઈ ગયાં અને સધલાઓ પાએમાલ થયા તોબી દુનીઆંમાંથી એની મુરમાઈ કમી થાતી નથી. એ ધાતુ એટલીતો કુટાઈ શકેછે કે તેનાં એક વાલમાંથી ૫૬ ઇંચ ઢાંકી સકે એટલું મોટું પતરૂં થાઈ શકે છે અને તે એટલી તો મજબુત છે જે તેનો બારીકમાં બા

રીક તાર ૧૫૦ રતલનો બોજો ઊંચકી શકે છે. સુનુ ચીન, જે-
પાન, કાલીફારનીઆ, આસટરેલીઆ, પીરૂ, બરેઝીલ, અને ઊ
તર અમેરીકાનાં કેટલાંએક ગામોમાથી મલી શકે છે. એશીઆ
નાં ઊતર ભાગોમાં પણ તેની સોધ થએલીછે. યુરોપમાં હંગ
રી અને સાકસનીમાથી તે મલી આવે છે. સુનુ ઘરેનાંનાં ત
થા સીકાનાં કામમાં આવે છે. સુનુ કોઈ બીજી આસીડોથી પ
ગલતુ નથી. આ ધાતુ ઊપર કદી પણ કાટ ચડતો નથી. એક રૂ
પીઆ ભાર સુનાની કીમત રૂપીઆ સોલને આસરે પડે છે.

Gomute. (ગુમતી) એ ઈનડીઅન આઈલંડમા એક જાતનાં નાળીએરી
જેવાં જાહાડમાંથી ઘોડાનાં બાલનાં જેહેવા લાંબા સાકા સાદરી
ની માફક કુદરતી વનેલા નીકલે છે. અને તે જાહાડના ડર અ
ને તેની છાલની વચે હોએ છે. એના દોરડાં અને દાઢીઓ ત
થા સાદરી બનાવવામા આવે છે. એ ઘણું કરીને જાવા તરફથી
આવે છે અને આસપાસના મુલકોમા કાકાની માફક ખપે છે. તે
નો ગુજરાતી બોલ આપણામાં નથી.

Grapes. (ગરેપસ) દરાખ. હીંદુસથાનમાં કાંઈ સારી દરાખ થાતી ન
થી. ઇરાન તથા અરબસતાન તેની મોહોટી વનસપતી છે. દરાખ
નો યુરોપ તરફ દારૂ બને છે જે ઘણું કરીને "વાઈન" ને નામે
ઓલખાએ છે.

Grind stone (ગરાઈનડ સટોન) ઘટીનુ ચાક. એક દાનાદાર પથરને
ગોલ કરી બીજા તેહેવાજ પથરા ઊપર ફેરવેઆથી અનાજનો
આટો થાએછે. અતરે આવતી ઘણું કરીને ઘાટ તરફથી કાહાડ
વામા આવે છે. ઇંગલંડમાં આ બોલ છરી, કાટા, તરવાર અને
બીજા હથીઆરો ઘસવાને માટે બનાવેલા પથરના ચકરને લા
ગુ પાડે છે. જેનું મોટું કારખાંનુ "દુરહામ" નામના પરગણાં
મા છે.

Gum. (ગમ) ગુંદર. Resin (રેઝીન) રાજમ. Gum resin(ગમ
રેસીન)રાજમ અને ગુંદરની મેલવણી. એ તરણેનુ ગુન

એકજ હોવાથી તેઓને સાથે લીધામાં આવીઆં છે પણ તેઓ માં તફાવત નીચે પરમાંણે છે.

Gum (ગુંદર) જાહાડમાંથી પોતાની મેલે નીકલેલો રસ છે અને તે જેહેવી રીતે નીકલે છે, તેહેવોજ કાંમે લાગેછે, તે પાંણીમાં પગલે છે અને જલદીથી વલગી જાએ છે. એ ગુંદર કાપડ છાપવાનાં કાંમમાં આવે છે. જેથી રંગ વલગી જાએ છે અને વધારે ફેલાતો નથી. વેપારમાં બેએ જાતનાં મુખીઅ ગુંદરો છે તેમાં, એકને Gum Arabic (ગમ આરબીક) બાવલનો ગુંદર કેહે છે, જેનું બેઆન તેની જગાએ જોવામાં આવશે. બીજાને Gum sengal (ગમ સીનીગાલ) સીનીગાલનો ગુંદર કરી કેહે છે. જેનું બેઆંન તેની જગાએ જોવામાં આવશે.

Resin (રેઝીન) રાજંમ બી જાહાડમાંથી નીકલતો રસ છે, પણ તે ઘણું કરીને જાહાડોમાં જખમ કરીને કાહાડવામાં આવેઆ પછી તેને આતસમાં ગાલી કાહડવા પછી તેનાં ગાંગરા બાંધવામાં આવે છે. રાજમ ગરમ અથવા ઠંડાં પાંણીમાં પગલતી નથી, અને તે સલગી ઊઠે છે. એ વરગમાં Copal (કોપલ) ચંદરસ, Lac (લાક) લાખ, Mastic (માસતીક) રૂમી મસતકી, Rosin (રોઝીન) રાલ, વીગરે બીજાં નાંમો છે.

Gum resin એ ગુંદર અને રાજંમનો ખુદરતી મેલ પદારથ છે. એ જાહાડમાંથી પોતાની મેરે નીકલતો નથી પણ તે જાહાને ઘસવાથી અથવા દાંખરાંઓને વાલીઆથી નીકલે છે. તે રાજમની માફક સલગી ઊઠતો નથી, તેમજ ગુંદરની માફક પાંણીમાં પગલતોબી નથી, પણ "આલકોહોલ" નાંમની "સપીરીટ" માં પીગલે છે. એ વરગમાં Aloes (આલોસ) એલીઓ, Ammonia (આમોનીઆ) એક જાતનો દવાઈમાં વપરાતો ખાર, Gamboge (ગાંમબોજ) રેવંચીનો સીરો, Myrrh (મીર) હીરાબોલ, Olibanum (આલીબેનમ) ઈસેસ વીગરે બીજાં સાધારણ નાંમો છે જેઓની સમજ વીગતવાર તેઓ દરેકનાં નાંમ આગલ જોવામાં આવસે.

Guaiacum.(ગીઊએકમ) એ જેમેકા, આફ્રીકા, અને અમેરીકાનાં
ગરમ દેસો તરફનાં એક જાતનાં જાહાડમાંથી નીકલતો રસ છે.
એનો મોહોટો જથો ઈંગલંડ ખાતે જાએ છે અને તે રંગના,
વાંહાણનાં અને બીજા ગુંદરનાં જેહેવાં કામમાં આવે છે.

એ જાહાડ ઊંચાઈમાં ૪૦ થી ૫૦ ફીટ શુધી હોએ છે
અને તેનુ લાકડું ઘણુંજ કકડું છે અને તેમાં ગુંદરનો રસ હોવા
થી પાંણી અથવા તેલ તેમાં પેવસ થાતુ નથી તથા દુનીઆંનાં સ
ઘલા લાકડાં કરતાં તે ઘણુંજ ભારી લાકડું છે.

Guano. (ગુઆનો) પીરૂ તથા બોલીવીઆ તરફનાં ટેકડાઓ અને કી
નારાઓ ઊપર માછલી અને પંખેરાઓનો એક જાતનો છે
ર જે ખાતરનાં કાંમમાં ઘણો ઊપીઓગી માલમ પડેઓ છે.
એ છેર ઇનિડીઅન માહાસાગરમાં કુરીઆ મુરીઆનાં ટાપુ આ
ગલથીબી થોડાં વરસની વાત ઊપર મલી આવેઓ હતો. ગ
એઆ દાએકામા એ સોધને લીધે અતરેનાં ઇંગરેજ વેપારી
ઓ તે તરફ ઊલટમંદ ગએઆ હતા અને તેઓએ તેમા કેટલો
એક કાએદાબી કાહાડેઓ હતો. પણ પીરૂ તરફનો વધારે જથો
મલવાથી તથા તે સસતો પડવાથી કુરીઆ મુરીઆનાં માલનો
જહાજો ઊહાલ થાતો નથી. પીરૂ અને તેની આસપાસની જ
ગામાં હજુર ચાર કરોડ ટન માલ મલી સકે હેવું છે. પીરૂમાં
પેહેલાં એ માલ તદન પરત મલતો હતો પણ પછવાડેથી તેની
ખુબી માલમ પડવાથી તે ગજે તે ઊપર જગાત કરી છે. કેહેછે
કે એ ખાતર નાંખવાથી વનસપતીને મોહોટું પોશન મલે છે.
અને ઇંગલંડમાં તે પુશકલ વપરાએ છે.

Gum—arabic.(ગમ આરાબીક) બાવલનો ગુંદર. આરેબીઆ, આફ્ર
રીકા અને હીંદુસથાંનમાં ઊગતાં એક જાહાડનો ગુંદર. એ ગું
દર તે જાહાડનાં દર અને ડાલીમાંથી પોતાની મેલે બાહેર કુતી
નીકલે છે. જેમ જાહાડ દરદી માલમ પડે અને જેમ ગરમી વ
ધારે પડે તેમ વધારે ગુંદર નીકલે છે. એ ઘણું નાંખવા મોહોટા
કરસામાં એકઠો થાએ છે. સોજો ગુંદર કામનાં જેહેવા, રંગ વગ

રનો અથવા લગાર પીલો હોય છે. હીંદુસથાંનમાં જે ગુંદર થા ય છે તે બાવલનોજ હોય છે ખરો, પણ અરબસતાંનનાં બા વલનાં જાહાડ આપણાં કરતાં ઘણાં સરસ અને પુષ્પત હોય છે અને કેટલીયેક બાબદમાં લગાર તફાવત છે. હીંદુસથાંનનો ગું દર આરબીનાં જેહેવો સારો કેહેવાતો નથી. અરબસતાંનનો ગું દર અલેકઝાંડરીયા, સમીરનાં, તરીવદેલી, માગાડોર, તરફ થા ય છે તે સઊથી સરસ છે.

Gnm senegal.(ગમ સીનીગાલ) આફ્રીકાનાં કાંઠા ઊપર વારેક અને ની બુલ નાંમનાં જાહાડ ઊપર આ ગુંદર થાય છે. એમાં પેહેલાં જાહાડ ઊપર આ ગુંદર થાય છે. એમાં પેહેલાં જાહાડનો ગુંદ ર સફેદ હોય છે અને બીજાં જાહાડનો લાલ હોય છે. એ સે નીગાલથી મોકલવામાં આવે છે, તેથી એ ગુંદરનુ નાંમ એ ગાંમ ઊપરથી રાખવામાં આવીઉં છે. એ ગુંદર ઘણું કરીને રંગી ન કાપડ છાપનારાઓનાં ખપમાં આવેછે. આ વસતુનું નાંમ એ નાંમનાં આફ્રીકાનાં કાંઠા ઊપર આવેલા એક ટાપુ ઊપરથી આપવામાં આવીઉં છે.

Gunpowder.(ગનપાઊડર) બંદુકનો દારૂ. ગંધક અને સુરાખારની મે લવણીથી બને છે. એ પેહેલ વેહેલો ચીનમા સોધી કાહાડવામાં આવિયો હતો. પણ યુરોપમાં ઈસવી સન ૧૩૦૦ નાં વરસમાં પેહેલ વેહેલો યુધ્ધ લોકોએ સપેનમાં વાપરીઓ હતો.

Gunny. (ગની) ગુનપાત. એ સનની બનાવવામાં આવે છે. બંગાલ તરફ એની બનાવત મોહોટી છે. અને તાંહાંથી મુંબઈ તથા વે લાત આતે જાય છે.

Gypsum of.(જીપસમ) Sulphate of Lime.

ઈંગલંડમા ડરબીસાયેર, વીગેરે બીજાં ગાંમોમાં મલે છે. એ ઘેરનાં કોબાનાં કાંમમાં અને ખાતરનાં કાંમમાં આવે છે. એ નો ભુકો કરી પાંણી સાથે મેલવાથી "પલાસતર આફ પારી સ" થાય છે જેનાં પુતલાંઓ બને છે.

## H

**Hair.** (હેર) બાલ. યુરોપમાં માંણસનાં બાલનો વેપાર ચાલે છે. તેની સાંકળીઓ અને તોપીઓની ઊપરની જાલી ગુંથવામાં આવે છે. ખોટી દાહાડીઓ, મુછ, ચોતલા અને અંમબોરાઓ બનાવવાનાં કામમાં આવે છે. જાંનવરનાં બાલો તેમાં ખુપીએ કરી ઘોડાનાં બાલો ખુરસીઓ અને ગાદીઓની ગાડી તથા તકીઆ બનાવવાનાં કાંમમાં આવે છે.

**Hair Powder.** (હેર પાઊડર) બાલને લગાડવાની ભુકી. એઈસારચ નાંમની જાહાડ પાંનમાંથી મલતી એક ભુકી અને ખુસબો ઇથી બનાવવામાં આવે છે. બાલ સાફ રાખવામાં તે ઘણી સારી વસતુ છે. ઈંગલંડનાં કારખાંનાંવાલાઓ તેમાં "આલાબાસતર" પથરની ભુકી નાંખતા હતા તેનો સરકારની તરફથી અટકાવ કરવામાં આવીઓ છે.

**Hams.** (હામસ) ડુકરની સુકવેલી રાંન. જુઓ Bacon (બેકન)

**Hardware.** (હારડવેર) લોહોડાં કાંમ, છરી કાંમ અને નાંધખાં હથીઆર કાંમને આ નાંમ આપવામાં આવીઉં છે. ઈંગલંડમાં બરમીંગહામ અને શેફીલડમાં એ બનાવતનાં સઉથી મોહોટાં કારખાંનાંઓ છે.

**Hats.** (હાટસ) અંગરેજોની ઊંચી તોપી. એ રૂઆંની અને કપડાંની તથા ઘાસની બને છે.

**Hay.** (હે) સુકું ઘાસ. જાનવરોનો ખોરાક. મુંબઈમાં છાપતી જીવલામાંથી આવે છે. ઈંગલંડમાં ઘાસ એટલું તો દાબવામાં આવે છે જે તંબાકુની માફક તેનાં ભેપરા બંધાએ છે, અને પછી તે કાપીને તેનાં ગાપચા ઘોડાનાં મોહોડા આગલ મેલે છે.

**Hemp.** (હેમપ) સન. સન ઘણીએક જાતનાં આવે છે, જેહેવા કે Flax Hemp (ફ્લાકસ હામપ) ઈતીઆદી પણ ગુજરાતીમાં તેઓના લાગુ પડતા બોલ નથી. એને બંગાલ તરફ Jute (જુઊટ) પણ કેહે છે. આએ જાતનુ સન પેહેલા માતરે હીંદુસથાંનમાંજ ઉગતું હતું પણ પાછલથી તેનાં બીજ રૂસીઆમાં, અમે

રીકામાં અને બીજા દેશોમાં દાખલ થવાથી તે તરફ પણ મોહોટો પાક થાએ છે. ઇંગલંડમાં તે કપડાં બનાવવાનાં કાંમમાં આવે છે. અને બંગાલ તરફથી તેની મોહોટી નીકાસ થાએ છે.

**Hempseed.** (હેમપસીડ) સનનાં બીજ, અલસી. જુઓ Linseed.

**Hemp Flower.** (હેમપ ફલાવર) ગાંજો, ભાંગ, એબી સનનાં જાહાડનાં ફુલ છે અને તેમાં બીઇબી ભેરવામાં આવે છે. એ ખાધાંથી કેફ આવે છે.

**Herrings.** (હેરીંગસ) એ નાંમ ફરાંનસ તથા ઇંગલંડ તરફ મલતી એક જાતની માંછલીનું છે. એ સરકામાં સાચવીને તથા નીમખ દઇને દેશાવર આતે મોકલવામાં આવે છે. એની તારીફ ઇંગરેજોમાં ઘણી છે અને તેનો સવાદ પણ સારો છે.

**Hides.** (હાઈડસ) કાચાં ચાંમડાં. જોડા, હારનીસો, જીનો બનાવવા, ચોપડીઓ બાંધવા વીગરે બીજાં કાંમમાં આવે છે. જાંનવરનાં આંગ ઊપરથી કાહાડીને કરકી, નીમક અથવા સુરાખારનાં પાંણીમાં નેન બીજ્યીઆંથી તે કોહી જતાં નથી. હીંદુસથાંનથી ઇંગલંડ આતે તે જહાબંધ જાએ છે પણ દખણ અમેરીકાનો માલ વધારે પસંદ કરવામા આવે છે. એ વગેરેગે આફરીકા તરફથી અને યુરોપનાં બીજાં દેસો તરફથીબી ઇંગલંડમાં તેની મોહોટી આમદરફ છે.

**Honey.** (હની) મધ. કેટલાંએક જાહાડોનાં ફુલમાંથી માખે એકઠો કરેલો રસ. એ રસ મધ માખ પોતાનાં પોલામાં લઇ જાએ છે. જાંહાંથી આદમીઓ તે ચોરી લાવીને તેમાથી મધ કાહાડે છે. જેહેવાં ફુલમાંથી મધ કાહાડેલો હોએ તેહવો શુગંધ તે મધમા રહે છે. પોલામાંથી તરણ રીતે મધ કાહાડમાં આવે છે. તેમાં એકતો પોલો નીંગળાવીને, કાહાડે છે તે મધ ઘણું નીતરૂં નીકલે છે. બીજી રીત પોલો નીચવીને કાહાડે છે તેમાં બગાર ભેલસેલ વસતુઓ પડે છે—અને તરીજી રીતે તે પોલો ગરમ કરીને કાહાડવાની છે તે મધ વલી ઘણુંજ બગબ નીકલે છે. મુંબઇમાં સારૂં મધ એડન તરફથી આવે છે.

**Hops.** (હાપસ) એ નામનાં ઈંગલંડમાં થતાં દારૂ ગાળવાનાં એક જા તનાં ફુલ, જે આપણાં માળવાંને મળતાં આવે છે. ઈંગલંડમાં એનું ખમીર પાંઊ બનાવવામાં વાપરવામાં આવે છે.

**Horn.** (હારન) સીંગડાં. જાનવરના સીંગડાં. એ તહરેવાર કામમાં આવે છે. છરી તથા હથીઆરોનાં હાથા, દાબડીઓ, ડબીઆદી બનાવવામાં આવે છે. સીંગડાંને પીગલાવીને તેનો રસ બનાવી ને નીપીઆ, દાબરી, ફાંનસ અને બીજી પુશકલ ચીજો બને છે. એમાંથી કોઈવાર સરસપી બનાવેઆમા આવે છે.

## I

**Indigo.** (ઈનડીગો) ગુલી, કાલી ગુલી. ઈનડીગોફેરા નામના એક જાહાડનાં પાતરા તથા ડાલીને પાંણીમાં પીગલાવીને તેનાં રસમાં થી આ પદારથ બનાવવામાં આવે છે. એ રંગની એક ખુબીઅ વસતુ છે અને તેની મોહોટી પેદાસ હીંદુસથાંન તથા અમેરીકા તરફ છે. એનો રંગ ખુદ બલુ છે, પણ બીજી ચીજો સાથ મે લવીઆથી તે કારો રંગ પણ થાએ છે. આગલા જમાનાંમાં ગ લી પેહેલા હીંદુસથાનમાંજ હતી અને તાહાંથી અલેકજાંડરીઆ ને રસતે યુરોપખંડમા દાખલ થાઈ હતી. બંગાલ સવાએ મદરા સમાં તીનાવલી તરફ, જાવામાં, ફીલીપાઈનનાં ટાપુમાં, અને ગાતી માલામા પણ થાએ છે. પણ બંગાલનો માલ પુશકલ થાએ છે. બંગાલમાં એ માલ પાકવવાનુ કામ ખુબીઅ કરી યુરોપીઅનો નાં હાથમા છે અને તેઓ અને ખેડુતો વચે વારેવાર વાધાઓ ઊઠે છે અને મારામારીઓ થાએ છે એ બાબદ કોઈને અનજા ણી નથી.

**Ink.** (ઈનક) શાહી. તહરેવાર રંગની અને ચીજોની થાએ છે. લ ખવાની કાલી શાહી ઘણું કરીને હરડા તથા હીરાકસીની થાએછે.

**Inkle.** (ઈનકલ) એ નાંમની એક જાતની પોહોળી ફીત. માનચેસ્ટર મા બનાવેઆમાં આવે છે

Ipecacuanha.(ઈપીકાકીઊઆના) એ નાંમની દખણ અમેરીકામાં ઉગ તાં એક જાતનાં જાહાડની છાલ. એ છાલ દુવાઈમાં ઘણીજ ઊપી આગી માલમ પડી છે. એ અમેરીકાનાં જંગલી લોકો દરદની વ અતે વાપડતા હતા. પણ યુરોપમાં તે ૧૪ મી સદીમાં આવી હ તી. પેહેલવેહેલી તે ફરાંનસમાં અતેસારના મરજ ઉપર તપાસવા માં આવી હતી અને તે ગુનગારી માલમ પડવાથી ફરાંનસનાં સા હાનશાહાએ તે લાવનારને ૧૦૦૦૦ રૂપીઆઈનાંમ આપીઊ હતું. એ છાલ સફેદ અને ભુરા રંગની આવે છે.

Iron. (આએરન) લોહોડું. દુનીઆં ફતેહ કરનારી, અસલ જમાં નાંથી મનુસ જાતને કાંમ લાગનારી તેમજ યુરોપખંડની આબા દી વધારનારી આ ધાતુ છે. એ લગારબહુ રગની ધાતુ છે અ ને સાફ કરવાથી ઘણીજ જહલક લાએ છે. સુનાં અને રૂપાંની આગમચ એ ધાતુની સોધ થાએલી છે અને અસલ જમાંનાં માં તે કેઆરથી દાખલ થાઈ છે તે માલમ પડતું નથી પણ યુ રોપમાં તે યુનાંનના રાજમાંથી દાખેલ થાએલી હતી. લોહોડાં ની હાલ મુખ્યીઅ પેદાસ ઇંગલંડમાંજ છે.

Iron-wood.(આએરનઊડ) એક જાતનુ લોહોડાંનાં રંગનુ અને તેનીજ માફક ફીતખાઈ જતું સકત લાકડું. એ લાકડું દખણ અમેરી કા અને સાએમમાં મલે છે. અબનુસનાં લાકડાં કરતાં પણ તે ભારી અને સકત હોએ છે.

Isinglass. (આઈસીંગલાસ) કેટલીએક જાતની માંછલીનાં આંતરડાં અ ને ફુકા તાવીને આ પદારથ બનાવવામાં આવે છે. તાવીઆ પ છી તે બંધાએ છે તારે કાચનાં સલીઆની માંફક તેનો આકાર થાએ છે એ ઘણુ કરીને રસીઆ તરફ બને છે. એ આથાનાં અને મીઠાઈનાં કાંમમાં પુસકલ ખપે છે. ઊકાલેલાં પાણીમાં તે તરત પીગલી જાએ છે. રેશમને વધારે મજબુતાઈ આપવામાં તથા વલગાવી રાખવાનાં પલાસતરો બનાવવામાં પણ તે કાંમ લાગે છે.

Ivory. (આઈવરી) હાથીદાંત. ઊગમણુ પગેતના મુલકો અને આ ફ્રીકા કોસના ઊપરથી ધણો મલી શકે છે આફ્રીકાનો માલ સ ફેદનો સફેદજ રેહે છે. બીજો માલ પાછલથી પીળાશ પકડે છે. એ સેંકડો બનાવતના કામમા આવે છે. સાએમ, સુમાતરા અ ને મલાકાથી તથા મુંબાઇથી, ચીન તથા વેલાત આતે પુશકલ જા એ છે.

J

Jackwood.(જાકઊડ) ફનસનું લાકડું.

Jalap or Jalop (જાલપ) મેકસીકો તરફ ઊગતી એ નામની એક જડ એ ઘણી સકત અને કાળા રંગની હોએ છે. એની ભુકીનો ઘ ણો જોરાવર વાસ છે. એ દવાઈના કાંમમા આવે છે.

Jamaica Pepper or Pimento.(જેમેકાપેપર) જેમેકાતરફ થતા એ ક જાતના મરી જેહેવા લાલ ફલ. એનો વાસ ઘણોજ જોરાવર છે. એ દવાઈના કાંમમા આવે છે.

Jappanned ware (જેપાંનડવેર) લોડાઢના અથવાપતરાના વાસનો ઉ પર વાર્નીશ મારીને ગીલાર ચડાવેલામાં અથવા ચીતારો પાડ વામા આવે છે તેને એ નામ આપેલું છે જેપાંન તરફના "લા કર" કામ ઊપરના ચીતારની નકલ ઊપરથી એ નામ અંગરેજી કારખાનાવાલાઓએ આ બનાવતને લાગુ પાડેલ છે.

Jasper. (જાસપર) એક જાતનો રંગીન પથર જેના ચોગ ઘરેના બના વવામા આવે છે. એનો રંગબી તહરેવાર હોએ છે.

Jasmine oil.(જાસમીન આઈલ) ચંપેલીનું તેલ. શુગંધના કાંમમા આવે છે કેટલીએક ઓરતો માથે પણ લગાડે છે

Jet or Pitch coal (જેટ આર પીટચ કોલ) એક જાતનો ચલકતો કો લસાની જાતનો પદારથ જે ઘણુખરૂ યુરોપખંડમાં સોભાના કામ મા આવે છે.

Jagery. (જાગરી) કાકવી.

Jagery Date.(જાગરી ડેટ) અથવા Molasses (મોલાસીસ) ગોર. એ સેરડીને અથવા ખજુરને રસ ગરમ કરવાથી થાએ છે.

Jagery sugar.(જાગરી શુગર) લાલ ખાંન ગોળની બનાવેલી.

## K

Kelp. (કેલપ) દરીઆનાં જાહાડોમાંથી ખાર કાહાડવાને સારૂં તે રોપા ઓને તોડીને તેને કેટલાએક વખત સુધી કીનારા ઉપર સુકવી આ પછી તેનાં કટકા કરીને મોહોટી ભઠીમાં બાલી નાંખે છે અને પછી તેને ઠંડા પાડીને કાંમે લગાડે છે. એ કેલપમાં મુખીએ કરીને "સોડા" હોએ છે અને તે સાબુ, કાચં તથા ફટકી બનાવવાના કાંગમાં આવે છે.

Kentledge.(કેનતલેડજ) વાંહાણના નીરમને માટે એક ચોકસ આકારનાં બનાવેલા લોહોડાંનાં કટકા.

Kermes. (કરમીસ) ફરાંનસ, ઇસ્પેન, અને લીવાંટ તરફ ઊગતાં જાહાડ ઊપર થતા એક જાતનાં કીરમજ જેહેવા કીડા. એથી રંગનાં કાંમમાં આવે છે.

Kino. (કીનો) એ નાંમનો ઇસ્ટ અને વેસટ ઇનડીજ તથા આફ્રીકા તથા બોતેનીનાં અખાત તરફ થાતો ગુંદર.

Knives. (નાઈવસ) છરી. નાંધલી છરીને Pen Knives કેહે છે. કાગજ કાપવાની છરી જે ઘણુ કરી હાથીદાંત તથા સીગડાંની બનાવે છે તેને Paper-Knife (પેપર નાઈફ) કરી કેહે છે. પતરાંનાં દાબડાઓ ઓલવાની છરીઓને Tin-knife (ટીન નાઈફ) કરી કેહે છે. કાલુ નામની માંછલીનાં કોટલાં ઊખેડવાની છરીને Oyster-knife (આઈસતર નાઈફ) કરી કેહે છે. એ વીગરે જુદાં જુદાં કાંમને સારૂં જુદી જુદી છરીઓ બનાવવાંમાં આવે છે.

Koots. (કુટસ) ઊપલેટ.

Kernels. (કરનેલસ) કાજુ. ગર. માંવો.

L

**Lac.** (લાક) લાખ. આએ વસ્તુ જાહાડ ઊપરથી મળે છે, તેથી કેટલાએક ભુલ ભરેલી રીતે તેને ગુંદરનાં વરગમાં ગણે છે, પણ એ વસ્તુ ખરેખર ગુંદરની જાતની નથી. બીહાર, પીપરો, અને કુસીમનાં જાહાડો જે ઘણું કરીને બંગાળ, આસાંમ, પેગુ અને શાએમમાં ઉગે છે તેનાં પાતરાં અને ડાળી ઊપર "Chermes Lacca." (ચરમીસ લાકા) નાંમનુ એક જીનુ જાંનવર પોતાનાં ઈંડાં મેલે છે, અને તે ઈંડાં ઢાકવાને માટે તે જાંનવર મધમાંખની માફક એક પોલો બાંધે છે તે પોલામાથી મળી આવતો ગર્ભ તે આ લાખ છે. ડાહાળીઓ અને પાતરાં ઊપર વળગી રહેલી લાકને Stick Lac કેહેવામાં આવે છે. એ "સટીકલાક" માંથી ગળીની માફક લાખ છુટી કરવામાં આવે છે. લાક રંગનાં કાંમમાં પુશકલ આવે છે. એ ઈસટીક લાકને છુટી પાડીને રંગની લાક તેમાથી કાહાડેઆ પછી તે ડાખળીઓ ઊપર એક જાતનો પીરા રંગનો ભુકો રાઈની માફક વળગી રેહે છે તેને "લાકસીડ" લાકનાં બીજ કેહેવામાં આવે છે. તે બીજને એક રૂમાલ કે કપડાંમાં બાંધીને આતશ ઊપર તાગવામા આવે છે, જેથી તવાઈને કેરબાનાં રંગના ડીલાં પડે છે જે એકઠાં કરવાથી Shellac (શાલાક) થાએ છે. એ લાખ કાગલ વરગાવાતથા રાજમનાં જેહેવા કાંમોમાં આવે છે. લાકનો ખુદરતી રંગ લાલ છે. લાક સાઆંમ તરફથી, હીંદુસથાંનથી, શેલાનથી યુરોપ ખાતે જાએ છે. જે શાલાક ઊપર તાતવેલુ લોહોડુ મુકવાથી સળગી ઊઠે તે સરવેથી સરસ ગણવામાં આવે છે.

**Lace.** (લેસ) ફીટ, કોર, ચીપ. પોશાકને છેડે તરેહવાર જાતની બનાવેલી ચીપો અથવા કોરો મુકવામા આવે છે તેને "લેસ" કરી કેહે છે. રૂપાં અથવા શુનાંનાં કસબી દોરાથી, તેમજ રેશમી, સુતરાઊ અને ઊનની પણ બનાવે છે.

Lambskin. (લાંબઈસકીન) હલવાંનનું ચામડું. જેનાં ઘણુંકરી હાથે પે
હેરવાનાં મોજાં બનાવે છે.

Lamp. (લાંપ) ફાનસ.

Lamp Black. (લાંપ બલાક) મેસ. મેસ હોનરનાં કામમાં અને કામા રંગમાં ઘણી કામે લાગે છે. હરેક ચીજ બાળીઆ પછી મેસ પાએ છે, પણ ઇંગલંડમાં તે મોહોટા જથામાં બનાવવાને વાસતે તેનાં કારખાનાં છે. એ કારખાંનાંઓમાં પીચનો કચરોતથા જાહાડની કાડીઆ બાલવામાં આવે છે અને તેનો ધુંમારો મોહોટાં કપરાંમાંથી પસાર કરે છે જે કપરાં ઊપર તે મેસ વલગી રેહે છે તે કાહાડવામાં આવે છે.

Lapis Lazuli. (લાપીસ લાજુલી) એ નાંમની એક વસતુનાં બલુ ભાગો બાલીને તેમાંથી બનાવેલો એક જાતનો બલુ રંગ. એ રંગ ઘણો જ પાકો છે અને કભી જાંખો પડતો નથી તેથી વાહાણો રંગવાનાં કામમાં ઘણો આવે છે.

Lard. (લારડ) ચરબી. હરેક જાંનવરની ચરબી.

Lath. (લાઠ) વનજી, પેકવાસા.

Latten. (લાટન) લોહોડાંનાં પાતરાં પતરાંની ઊપર કલાઈ ચહડાવી હો એતો તેને એ નાંમ આપવામાં આવે છે.

Lawn. (લોન) એ નાંમનુ સુતરાઊ ગાજનાં જેહેવું જીનું કપડું.

Lead. (લેડ) સીસુ. આએ ધાતુ અફેદાઈ ઊપર આવતા બલુ રંગની છે. એ પોતે ખુદ ચલકતી છે પણ હવામાં ખોલલી મેલવાથી તે ઝાંખી થાઈ જાએ છે (એટલેજે તે ઊપર હવામાંની "આકસીજન" ગામની અસર થાએ છે). એ ધાતુ નરમ છે. એથી હાથ અથવા કાગલ ઊપર કાલો દાઘ પડે છે. ખાંધામાં આવી હો એતો તેની અસર જેહેરી છે. એ હોડાતલે ટોકાઈ સકે છે તથાં તેનાં તાર વનાએ છે, પણ તે ઘણાં કમજોર હોએ છે. એ ધાતુ ઘણી ટકાઊ છે અને તેથી તેની નલીઆ અને છાપરાંના પતરાં બનાંવવામાં આવે છે. એ ધાતુની બીજા તતવો સાથે મેલવણી

કરવાથી જુદા જુદા પદારથો થાએ છે તેઓનુ બેયાન તે
ઓનાં દર એકના નાંમ આગલ જોવામાં આવશે. પીગટર, અ
ને છાપવાનાં ટાઈપોમાં સીસું આવે છે. ઇંગલંડમાં સીસાંની મો
હોટી ખાંનો છે.

Lead Black or Plumbago. જુઓ Black Lead.

Lead Red or Minum.(રેડલેડ આર મીનમ) સીંદુર.

Lead white.(લેડ વાહીટ) સફેદો.

Leather. (લેધર) પકાવેલાં ચાંમડાં. જાંનવરનાં ચામડાં. કેટલાએક
વસાનાઓ અને પાંણીથી તે માહેલો વાલ કાહાડી નાંખીને પકાવે
લાં. ચાંમડાં માંણસ જાતનાં સઘલા કાંમોમાં આવે છે. ચામ
ડા વીસે એક લખનાર કેહેચ કે આપણાં પેહેરવાસમાં, ઘરનાં સાં
મનમાં, ગાડીમાં ઘોડાનાં હારનીસમાં, ચોપડીમાં, સાંચાઓમાં, ર
મતમાં, અને બીજાં સઘલાં કાંમમાં ચાંમડુ જોવામાં આવે
છે અને ખુદરતની સઘલી બખશીસ છતાં ચાંમડું નહી હતેતો
આપણને કેટલી અગવડ પડતે.

Leech. (લીચ) જલો. આ લોહી પીઈને આગંમ કરનારૂં જાંનવર
તલાવમાં થતુ એક જુદું પરાંણી છે. યુરોપ તરફ તેનો મોહોટો
વેપાર ચાલે છે. હીંદુસથાંનમા તે જુદા જુદા તલાવો અને બી
ની જગાઓમાંથી જરૂર જોગી મલી આવે છે તેથી તેની લેવડ
દેવડ આપણને માલમ પડતી નથી. ફરાંનસ તરફ લા બરેન નાંમ
ની એક જગા ઊપર પુશકલ જલો છે. જલો પકડનારાઓ કાંઈ
જાલ કે ગલ નાખી સકતા નથી, પણ તેઓ પોતાના પગ છેક
જાંગયેર નાગા રાખી તે જગામાં ફરે છે અને તેઓનાં પગ ઊ
પર જે જલો વલગે છે તે લઈને તોપલીમા મેલે છે. આ ધંધો
કરનાર માણસો સદા નવાએલા અને પીલાએલા રેહે છે સબબ
તેઓનુ લોહી દરરોજ પીવાએ છે. ફરાંનસથી ઇંગલંડ ખાતે દ
ર વરસે સુમારે પેએ કરોડ જલો જાએ છે તેની કીંમત સુમારે
૩૫૦૦૦૦ ફરાંક થાએ છે.

Lemon. (લેમન) લીંબું. આ બોલ મીઠાં લીંબુને લાગુ પાડેલો છે.

Lemon Juice.(લેમનજુસ) લીંબુનો રસ. આ રસનો યુરોપ તરફ વે પાર થાએ છે. વાંહાણોમાં થતા રોગો તથા ઊલટી ઊપર તેની આછી અસર હોએ છે. એ માટે તરકીનાં રાજમાંથી મોહોટા જથો બાટલીઓમાં ભરીને બીજે ગાંમ જાએ છે. એ પંચ દા રૂ બનાવવાનાં કાંમમાંબી આવે છે. વાંહાણો ઊપર મીઠું દીધે લું ગોશ દરરોજ ખાનાં ખલાસીઓને જીભ ઊપર અને ગલાં ની અંદર છાગરા પડે છે તે ઊપર આ લીંબુનો રસ ઘણોજ ફા એદાકારક માલમ પડીઓ છે.

Lemon Peel.(લેમન પીલ) લીંબુની છાલ. આલીંબુની છાલને સાકર નાં સીરામાં મેલવાથી તાંકલીઓ થાએ છે. કોઈ કોઈ લીંબુનો ર સ ખાંનમાં મેલવાથી લીંબુનું શરબત બને છે.

Lily Seed.(લીલીસીડ) કમલકાકરી.

Lime. (લાઈમ) ચુનો. આક, ખુરા અને લાઈમ સ્ટોન નાંમનાં એક જાતનાં પથરોમાથી બને છે. એ ચીજો બાલવાથી ચુનો થાએ છે. ચુનો એશીઆખંડમાં અને બીજા મુલકોમાં માત રે ઘિર બાંધવાનાંજ કાંમમાં આવે છે, પણ યુરોપમાં તે ખેતીવા ડીમાં ખાતરને ઠેકાંણેબી પુશકલ ખપે છે. ખાતાં લીંબુને પ ણ એ બોલ લાગુ પાડેલો છે.

Linen. (લીનન) સનનું એક જાતનું કપડું. ઈંગલંડમાં હાલ બને છે પણ આયરલંડનાં માલની વધારે તારીફ છે.

Linseed. (લીનસીડ) અલસી. જુઓ Hemp (હેમપ). અલસી હીંદુસથાનનાં વેપારની એક મુખીઅ ચીજ છે.

Liquorice.(લીકરીસ) જેથીમધ. યુરોપનાં દખણ ભાગ ઊપર થતાં એક જાહાડનાં મુલીઆં. એ દવાઈમાં ઘણાં કાંમ આવે છે. એ મુ લીઆં સાખાદાર, અને પીલા રંગનાં હોએ છે. ઈંગલંડનાં ગાં ધીઓ જેઠીમધનાં મુલીઆંને પેટા અને ગાજરની માફક રેતી માં બંધ રાખે છે, જે તરણ વરસ પછી કાંમમા આવી શકે છે. તાજાં મુલીઆંમાં રસ વધારે હોએ છે.

Liquorice Juice.(લીકરીસ જ્યુસ) જેઠીમધનો રસ. ઊપલાં મુળી
આંને સેરડીની માફક પીલીને તેનો રસ કહાડવામાં આવે છે અ
ને તે પછી તે રસને ગરમ કરવાથી તેનાં કટકા બધાએ છે. એ
કટકાઓની નાંધલી લાકડીઓ બનાવામાં આવે છે, જે થાંસ
ઊપર ઘણી ઉપયોગી છે.

Litharge: (લીઠારજ) મોદારસીંગ. આક્સીજન ગાસ અને સીસાંની
મેલવણીનો એક પદારથ. એ પદારથ ખુદરતી મલી આવે છે અ
ને તે માતીકાંમ, કાચકાંમ, રંગારાઓના ખપમાં આવે છે.

Loadstone (લોડસ્ટોન) લોહચુંબ. આ લોહોડાંમાંથી પેદા થએલી એ
ક ધાતુ છે અને તેમાં બીજાં લોહોડાંને પોતા પાસ ખેંચી લેવા
ની શકતી છે. એ કાળા રંગની અને ચલકતી છે. આ ધાતુ અસ
લનાં લેકોને ખબર હતી, પણ તે હમેસ ઊતર દરની તરફ પોતા
ની બાજુ ફેરવે છે અને આકરતી બતાવે છે હેવું તે વખતે ખબ
ર નહી હતું. આએ ધાતુની ખુબીથી વાંહાણનાં કંપાસની ઘણી
ગુનગારી સોધ થાઈ છે જેને લીધે આજે સંઘલા દેશવાલાઓ
બીન ધાસતીથી પોતાની ધારેલી જગાએ જાઈ સકે છે. એ ધા
તુ ખુદરતી આવે છે તે જો લોહોડા નખ તીખાં સાથ ઘસડી
હોએ તો પોતાનો ગુણ તેમાંખી આપી શકે છે. એ ગુણ હાથે બ
નાવેલા લોહચુંબકમાં નથી. આ ધાતુની ખાંન જરમની, સુવીદન,
નારવે, સપેન, ઇટલી, ચીન, સાએમ, ફીલીપાઇનનાં ટાપું કા
રસીકા અને આફ્રીકામાં ઇઠીઓપીઆમાં છે. માહાનાંમાં અ
ને બીજી હેકાએતોમાં કેટલેક ઠેકાંણે હેવું જણાવવામાં આવીઉ છે
કે કેટલાએક પાહાડો હેવા હતા જે તાંહાં વાંહાણ જાઈ પુગવાથી
તે વાંહાંણનાં ખીલા પોતાની મેલે તનાઈને બાહેર નીકલતા હતા
અને વાંહાંણોનાં પાટીઆં છુટાં પડી જતા હતા તે આ ધાતુનાં
પાહાડો વીશે હશે.

Locks. (લાકસ) કલ. Pad Lock (પેડઆદ લાક) તાલાં.

Logwood. (લાગઊડ) અમેરીકા અને વેસ્ટ ઇનડીસ તરફ થતું એ નાંમનુ એક જાતનું લાકડું. એ રંગનાં કાંમમાં પુશ્કલ આવે છે.

Long Pepper. (લાંગ પેપર) પીપરીમુલ.

## M

Maccaroni. (માકરોની) ઘહુનો આટો ભીજવીને સેવની માફક બનાવેલાં જાડા સલીઆ. એ ઇંગરેજોનાં ખાધાનાં કાંમમાં આવે છે.

Mace. (મેસ) જાવંતરી. જાએફલની ઊપરની પોપરી. ઘણીજ શુગંધીદાર અને તીખા સવાદની અને સુંદર આરંજ તથા પીલા રંગની હોએ છે. મલાઈ કોસટા તરફ એની મોહોટી પેદાએસ છે.

Mace False. (મેસ ફાલસ) રાંમપતરી. ખોટી જાવંતરી.

Madder. (માંદર) મનજીથ. એક જાતનાં જાહાડની જર. એ જર નાં ધલાં આંગલાં જેટલી જાડી આવે છે. એનો રંગ રતાસ ભરેલો તથા સવાદ સખત છે. એનો લાલ રંગ બને છે. તે કીરમજ કરતાં ઉતરતો છે, પણ તેથી સસતો પડે છે. તેની પેદાસ, યુરોપમાં, એસીઆ માઈનર, અને હીંદુસથાંનમાં તયા નેપાલ તરફ થાએ છે. આપણું "મંજીથ" વેલાતી "માદર" થી લગાર જુદી જાતનુ છે પણ તે બને એકજ છે. આપણું મંજીઠ ઊનનાં કપડાંને સરસ રંગ આપે છે પણ સુતરાઊનાં રંગમાં વેલાતી માડર સરસ ગણાએ છે.

Magnesia. (માગનીશીઆ) એ નાંમનો ધાતુની ભેલનો જમીનમાંથી મલતો એક જાતનો ખાર. જાહાડ પાંનનાં બલુ રંગ આ પદારથ લગાડવાથી લાલ થાઈ જાએ છે. એ રંગનાં તથા બીજા હોનરનાં કાંમમાં આવે છે.

Magnesium Wire. (મેગનીશીઅમ વાયર) એક જાતનો તાર જેને બાલવાથી વીજલીનાં ચમકાત કરતાં પણ વધારે અજવાલું પડે છે. રશાયન શાસતરીઓનાં ખપમાં વધારે આવે છે.

Mahogany. (મેહોગની) એ નાંમનુ વેસ્ટ ઇનડીસ અંને મધીઅ અમ

ચીકામાં થાતું એક ઘણુંજ સુંદર અને જલકવાલુ લાકડું. એ લા
કડાંનુ જાહાડ હીંદુસથાંનમાં ઊગાડવાની કોશીસ થાએ છે.

**Maize.** (મેઝ) મકાઈ. મકાઈ ભુટાનાં દાનાં. અમેરીકાની સોધ થઈ
તેની અગાઊ તાંહાંનાં લોકો એજ અનાજ ઊપર પોતાંનુ ગુજ
રાંન કરતા હતા. એનાં દાંનાં સુકવીને તેનો આટો બનાવવામાં
આવે છે. અમેરીકા તરફ એનો મોહોટો પાક તથા વેપાર છે.

**Malmsley.** (મામસલી) એ નાંમનો એક જાતનો વાઈન દારૂ..

**Malt.** (માલટ) દારૂનો રસ. હરેક ફુલ અથવા અનાજને પાંણીમાં
કોહોવાડવા પછી ગાલવાને માટે, જે જથો તઇઆર થાએ છે તે
ને માલટ કેહે છે.

**Manganese.** (મેનગેનીસ) એ નાંમની એક ધોલી ધાતુ. એ તીખાં લો
હોડાં કરતાં નરમ છે. એનો તાર થાઈ સકે છે. દેવન શાએર
અને સોમરસેટશાએરમાં એની ખાંન છે. એ માટી કાંમને જ
હલક આપવાનાં, તથા રંગોનાં, તથા કોરી કાંમમાં આવે છે.

હવાનું એક મુખીઅ તતવ જે "આકસીજન ગાસ" નાં
મે જણાએલું છે તે આએ "મેંગેનીસ" ની ભુકી સાથે એક
ચોકસ વાસણમાં ગરમ કરવાથી ઊતપન થાએ છે. રશાએણ સા
સતરીઓને એ ભુકી ઘણી કામની છે.

**Mangel Wurzel or Field Beet** (માંગલ વરજલ અથવા ફીલડ
બીટ. એ એક જાતનો કદીઓ છે. જે ફરાંનસમા ઘોરાને ખ
વાડવાનાં કામમાં આવે છે. ખાંડ બનાવવામાં તથા અરખ કાહા
ડવામાં પણ તે કાંમે લાગે છે.

**Mango.** (મેંનગો) કેરી. હીંદુસથાંનનાં ઊગતો એક જાતનો સ‌ઘેથી
સરસ મેવો.

**Mango dry.** (માંનગો ડરાંઈ) આંબોસી. કાચી કેરીનાં સુકવેલા કટકા.

**Manna.** (માંના) માંઊ. યુરોપમાં થતા એક જાહાડનાં ખીર. એ દવાઈ
નાં કાંમમાં આવે છે. સીસીલીમા તે જથાબંધ થાએ છે.

**Mameron.** (મામીરાન) એક નાંમનુ એક જાતનુ ચીનાઈ વસાનુ. એની

પુછ્યરછ દેશી વધ દેમાં ઘણી છે. એ વાયુનાં દરદો ઊપર કાં મ લાગે છે.

Marble. (મારબલ) સંગે મરમરનો પથર. જેને આપણાં લોકો અશુધ રીતે સીધી મલમલ કરી કેહે છે. એ એક જાતનો પથર છે. એ ઘણોજ સકત અને જલકાત વાલો છે. એ ઘણું કરીને સફેદ અને કાલા રંગનો હોએ છે. પણ કોઈ કોઈ લાલ, લીલા અને તહેરેવાર રંગનાંભી આવે છે. એ ઇટલી,ફરાંનસ અને ફલાંડરસ તરફથી ખોદી કાહાડવામા આવે છે.

Marking-nut.(મારકીંગ નટ) ભીલાંમું. એ એક જાતનો ફરીઓ છે. હીંદુસથાંનનાં અગનેઆંન લોકોમાં સઘલી જાતનાં દરદો ઊપર એનો દાહાંમ દીધામાં આવે છે. ભીલાંમાંથી ફુકફુઆ જલદીથી ઊડે છે. દવાઇનાં કાંમમાં સેંજ આવે છે, પણ એનાં દાહાથ કઈ નહી પોવાવાને લીધે એથી કપડાંપર નાંમ પાડવાની સહી બનાવવામાં આવે છે.

Mastich. (માસટીક) રૂમી મસતકી. એ "રેજીનસ" ની જાતનો એક જાહડનો રસ છે. એ ઘણુ કરીને તુરકીનાં મુલુકોથી આવેછે. જુઓ Gum (ગમ).

Mathiseed.(મેથીસીદ) મેથી. આ કરીઆંનુ હીંદુસથાંનનીજ પેદાએસ છે. એ પીલા જીહનાં દાનાં હોએ છે અને તે દવાઇનાં તથા ખોરાકનાં કાંમમાં આવે છે. આ દાનાંઓને રોપવાથી તેમાથી મેથીની ભાજી થાએ છે જે ખાધામાં ઘણીજ કડવી લાગે છે.

Mats. (માટસ) સાદરી. હાલ જમાંનાંમાં ચીનાઈ સાદરીની વલાન અને ખપ છે, પણ સઘલાં દેશમાં પોતપોતાને મલતી વસતુની સાદરીઓ બનાવવામાં આવે છે. સ્પેનમાં સ્પારટો નાંમનાં એક ઘાસની સાદરી બને છે. હીંદુસથાંનમાં નાલીએરીની અને માહારનાં તરછારાંની સાદરી થાએ છે. આફ્રીકાનાં જંગલીઓ "મકલીસ" નાંમની હેવીતો સરસ સાદરી બનાવે છે જે બીજી ચ સતુઓની કીંમત તરીકે તે સાદરીની પઈસ્રાની માફક આપલે

થાય છે. મોરીસમાં જાહાડનાં એક જાતનાં પોહોલાં પાતરાંની સાદરી બનાવેઆમાં આવે છે.

Mead. (મીડ) મધ અને પાંણી ભેરેલો દારૂ.

Meal. (મીલ) અનાજનો એક જાતનો આટો મેંદા જેહેવો. આ મોલનો અરથ દરરોજનું "ખાનું" એવો પણ કરવામાં આવે છે.

Mercury or quick silver.(મરક્યૂરી અથવા કુવીકસીલવર) પારો. આ એક પહરવાહી ધાતુ છે. એ ધાતુ હમેશ અને ખુદરતી પહરવાહી છે. તેનો રંગ રૂપેરી છે અને તે અસલ જમાનાંથી સુનાંનો પોર ચહડાવવાનાં તથા બીજા મિસમાંથી શુનુ છુટું પાડવાનાં કાંમમાં લાગેલી છે. એ ધાતુ દુનીઆંનાં ઘણાં ભાગમાં મળે છે, પણ એની મુખીઅ ખાંન સપેન, કારોલીનાં,પાલાટીનેર અને પીરૂમાં છે. પારામાં ઠગાઈથી સીસું ભેરવામાં આવે છે, પણ તેમ થવાથી તેનો ચલકાટ જાંખો હોઅે છે અને તેનાં ગોલ ટીપા દોડતા જનાતા નથી તેથી તે ઠગાઈ પકડાઈ આવે છે. પારાને અતીશે ઠંડી લગાડવાથી તે બંધાઈને સખત થાઅે છે. ઘણોજ ર હવામાં રાખવાથી ઊડી જાઅે છે.

Milk. (મીલક) દુધ. જાનવરની માદાનુ દુધ. હાલ જમાંનામાં ગાએ અને ભેસનુ દુધ માણસનાં ખોરાકમાં આવે છે. દુધને ગરમ કરી ઠંડું પાડવાથી મલાઈ થાઅે છે અને બાકીનો ભાગ રેહે છે તે દહી થાઅે છે. મલાઈ હીલવેઆ કરવાથી માંખન થાઅે છે અને માંખન તાવેઆથી ઘોહી થાઅે છે. વેલાતવાલાઓ દુધને શુકવીને વાહાણ વારાઓને માટે દેસાવર આતે મોકલી સકે છે. એ શુકું દુધબી દુધના જેહેવુંજ સવાદદાર છે, અને તાજાં દુધની અછી ગરજ સારે છે.

Millet. (મીલેટ) નાહાની ચકી અથવા ધરી. એક જાતનું અનાજ.

Mill Stone.(મીલ ઈસટોન) ઘટીનો પથર.

Minium. (મીનીઅમ) સીંદુર. સીસાંની અને આકસીજનની મેલવણીથી બને છે. એ રંગનાં કામમાં આવે છે. એનો રંગ ઘણોજ ચલકતો લાલ હોઅે છે.

Mint. (મીનટ) ફુદનો. આ એક ઘણોજ નાંધલો રોપો છે. એ રો પાનાં પાતરાં ખાધાનાં કાંમમાં આવે છે. એનુ તેલ અને અર ખ પણ નીકલે છે. એ રોપાની રોપની અચરતી ઉપજાવતાગી છે. એનાં કાંઈ બીઈ નથી પણ એક કુંડાં ઉપર ગાર લગાડીને સુતલી બાંધ્યાથી તે ઉપર માંખ બેસે છે અને માંખનાં છેડ માંથી ફુદનો ઊગી નીકલે છે. રૂપાંના અને બીજી ધાતુનાં સીકા પાડનારી ટંકસાલને પણ "મીનટ" કેહે છે.

Mohair. (મોહેર) એશીઆ માઈનરમાં એ નાંમનાં એક જાતનાં બકરા નાં બાલ. આ બાલમાંથી મલતું ઊન ઘણું મોઘું છે. એની ઊંચી કાંમલીટ અને બીજાં મોંઘા કપડાં થાએ છે.

Molasses. (મોલાસસ) ગોર. સેરડીનો રસ પીલાને મોહોટી કહરાઈ એ માં ઊકાલવાથી ગોલ બને છે. ગોલ બનાવવાનાં કારખાંનાંએને ગુજરાત અને દખણમાં કેલું કેહે છે. મારીસ અને ચીનથી લા લ ખાંન આવેછે, તેબી ગોરને મલતીજ છે.

Morocco. (મોરાકો) ઇસ્પેન, ફલાનડરસ, અને યુરોપનાં કેટલાએક ભાગો ઉપર એક જાતનાં બકરાંનાં ચાંમડાં. એ ચાંમડાં મુખ્ખીઅ ક રી ચોપડી બાંધવાનાં કાંમમાં આવે છે.

Mother of pearls.(મધર ઓફ પરલસ) મોતીની સીપ. જુઓ Pearl shell (પરલ શેલ).

Musk. (મસક) કસતુરી. એશીઆ ખંડમાં આલપાઇનનાં પાહાડ ઊ પરનાં એકજાતનાં જંગલી હરણનાં પેતમાંથી મલે છે. એનો વા મ ઘણોજ સારો છે. એ ચીનથી અને બંગાલેથી ઇંગલંડ જા એ છે પણ ચીનનો માલ સારો છે.

Muslin. (મસલીન) એ નાંમનુ એક ઘણું બારીક સુતરાઊ કપડું. એ કપડું અવલ હીંદુસથાંનમાં બનાવવામાં આવતું હતું અને તાંહાં તેનુ નાંમ "મસલન" કરીને હતું તે ઊપરથી વેલાત વાલાંએ એ બનાવીને તેને ઊપલું નાંમ આપેલું છે. ઇંગલંડનાં કારખાં નાંઓની સરસાઈ,તથા સસતી બનાવતને લીધે હીંદુસથાંનમાં

હવે એ કપડું બનતુ નથી. પાકકા શેહેરમા એવીતો જીણીના અને સરસ બને છે કે તેની ઇગલંડમા તારીફ થાએ છે અને મગરબસ્થાનોમા નવાઈની એક બનાવત દાખલ તેને મેલવા મા આવે છે.

Mustard. (મસટરડ) રાઈ. આ તીખાશભરીઆ અને જલજલતા બીજ યુરોપખંડમાખી ઉગે છે તાહાના લોક એક વખત હેવાતો જંગલી હતા જે રાઈનો આતો કરી જાણતા નહી હતા અને છુ ડીને ખાતા હતા પણ એક અમસતરી નામે મીસીસ કલેમંટ તેને દલુસેથી દલીને આતો બનાવેઓ અને તે આતો ઇગલંડના રાજા પેહેલા જારજને દેખાડેઓ તે દારથી તેઓ રાઈનો આતો જાંણુના લાગા પણ આએ અસતરીએ તે દરવાની વાત છુપાવી રાખીને માતરે આનોજ વેચનાથી તેનીને મોહોટી કમાઈ થાઈ. રાઈ દવાઈનો તથા બોગકના કામમા આવે છે. હીંદુસથાનમા તેનુ તેનખી કાહાડનામા આવે છે.

Myrabollams (મીરબોલમ) હરડાં, બેહેડાં, આમરા,ઈતીઆદીન આ એકજ નામ આપવામા આવીએ છે અને વેપારમા સઘળા ને તેજ નામ ચાલે છે પણ એ દરએક બીજના નામો નીચે પર માણે છે એ સઘળા એકજ વાગના છે અને એનો ખોલાસો Galls (ગાલસ) મેતનમા જોનામા આવશે

હરડાં Galls (ગાલસ)

મોહોટી હરડે Chibulic (ચીબીઊલીક)

હીમજી હરડે Black or Indian Chebulic.

બેહેડું Belleric. (બીલેરીક)

આમરો Embellic (એમબલીક)

Myrrh. (મીરહ) હીગબોલ. જુઓ Gum resins.

N

Nails (નેલસ) ખીલા. કોઈબી ધાતુના બનાવેલા હોએ છે. બલંગીઆ માથાના ખીલાને Rose Nails (રોઝ નેલસ) કેહે છે.

Naptha. (નાંપથા) નફ્ તેલ. જુઓ Bitumen. (બીચીઊમન)

Nicaragua or Peech wood. (નાઈકારા ગુઆ અથવા પીચ ઊડ) એ નાંમનાં આફ્રીકાનાં સરોવર તરફ ઊગતું એક જાતનુ રંગનું લાકડું. એના રંગ બરેજીલનાં લાકડાંનાં જેહેવોજ લાલ હોએ છે, પણ તેમાંથી ઓછો રંગ નીકલે છે.

Nickle. (નીકલ) એ નાંમની એક ઘણીજ જુજ મલતી ધાતુ. એ ધાતુ ઊપર પાંણી અથવા હવાથી કાંટ ચહડતો નથી અને કોરી કાંમનાં ઊપીઓગમાં આવે છે.

Nitre. (નાંઈટર) સુરોખાર. જુઓ Salt petre (સાલટ પીતર)

Nitric acid. (નાઈટરીક આસીડ) સુરોખારનો તેજાબ. એને Aqua Fortes (એકુવા ફોરટીસ) બી કેહે છે.

Nut Meg. (નટમેગ) જાએફલ. મલઈ કોસટા, સુમાતરા અને પીનાગ તરફ ઊગે છે. એમાંથી જે જીનુ પર નીકલે છે તેને જાવંતરી કરી કેહે છે. એ મસાલાનાં કાંમમાં આવે છે. એનુ તેલબી નીકલે છે જેને Nut Meg Oil (નટમેગ આઈલ) કરી કેહે છે.

Nutmeg wild. (નટમેગ વાઈલડ) કાએફલ અથવા જંગલી જાએફલ. એબી તેજ તરફ પેદા થાએ છે. એમાંથી નીકલતી પતરીને રાંમ પતરી અથવા ખોટી જાવંતરી કેહે છે.

Nux Vomica. (નકસ વોમીકા) જેહેરી કચુરો. હીંદુસથાંન તરફ ઊગતાં એક જાહાડનુ ફલ. એ ફલ આરંનજનાં જેટલું અને પીલી છાસનુ આવે છે. એ ફલનો ગર તથા બીઆં ઘણા ઝેહેરી છે અને તે માતરે દવાઈનાંજ કાંમમા આવે છે.

## O

Oak. (ઓક) ઈગલંડ અને યુરોપખંડનાં બીજા ભાગોમાં ઊગતું એક જાતનાં મોહોટાં જાહાડનું લાકડું. જેમ આપણો સાગ મોંહોટી કીરતીવાલો ગણાએ છે, તેહેવી કીરતી ઈગલંડમાં આ લાકડાંને છે. એ સાગ કરતાં જો કે લગાર નરમ છે તોબી તે બીજી જુબીઓમાં સાગથી ઓછું ઊતરતું નથી.

**Oats.** (ઓટસ) એક જાતનો અનાજ. હીંદુસથાંનમાં બંગાલ પ્રાંતમાં પાકે છે. એ યુરોપ તરફથી થાએ છે.

**Ochre.** (ઓકર) સોનાગેરૂ.

**Oil.** (ઓઈલ) તેલ. સઘલી જાતનાં તેલોને આ બોલ લાગુ પડે છે. તેલનાં બએ વરગ છે કેટલાંએક તેલો ઘણું શુગંધી અને ઊડી જાએ તેહેવાં છે તેને Volatile oil (વાલેટાઈલ આઈલ) કેહે છે, અને તે તેલ ઘણુ કરીને ચીકાસવાલાં નથી હોતાં. બીજાં તેલો જે ચીકાસવાલાં અને બારવાનાં કાંમમાં આવે છે તેને Fixed oil (ફીકસડ આઈલ) કેહે છે.

**Oil cake.** (ઓઈલ કેક) ખોર. હરેક વસતુનુ તેલ કાહાડવા પછી બાકી રહેલો કુચો. હીંદુસથાંનમા જાંનવરોને ખવાડવામાં આવે છે.

**Olibanum.** (આલીબોનમ) ઈસેસ એ આરબીઆ અને હીંદુસથાંનની પેદાશ છે. એનો રંગ ગોલાબી છે. તે જલદીથી વલગી જાએ તેહેવી વસતુ છે. એ બાલવાથી વાસ સારો નીકલે છે. એ આગલા જમાંનાંના લોકોમાં શુગધને ખાતર બાલવામાં આવતી હતી. જુઓ Gum resins (ગમ રેઝીનસ)

**Olives.** આલીવસ) સીરીઆ, ગરીસ, અને આફ્રીકા તરફ થતા એજ નાંમના એક જહાડના ફલ. એ હાલ યુરોપખંડમાં ઈંગલંડ, ફ્રાંનસ અને સપેનમાંબી ઊગે છે. એ કાચુ ખાધાથી કેવરો સવાદ મારે છે પણ તેના અચાર કરવામાં આવે છે. એનો મોહોટો ખપ તેલ કરવામાં છે.

**Olive oil.** (આલીવ આઈલ) ઊનલા ફલનુ તેલ.

**Onion.** (અનીઅન) કાંદો. એ એક નાધલા રેપાની જમીનમા થાતી વનસપતી છે. એ ખાધાનાં કાંમમાં આવે છે. હીંદુસથાનમાં સઉથી મોહોટા કાંદા થાએ છે, પણ વેનાતી વધારે તીખા હોએ છે. ચીન તરફ જાએ છે, જાહાં જાહાજો થાતો નથી.

**Onyx.** (આનીકસ) તરણ ચાર જુદા જુદા રંગના પરનો પથર.

**Opal.** (ઓપાલ) એ નામનો એક જાતનો કીંમતી પારદરશક પથર.

એ પથરની આરપાર જોવાથી તહરેવાર રંગ માલમ પડે છે તેનો સબબ હેવો કેહેવામાં આવેછે કે તેની બંધાનમાં જો પાંણીનુ ટીપુ રહી ગયું હોય્તો તેથી, આ બનાવ બને છે. હીંદુસથાંનમા આગલ એ પથર નીકલતો હતો.

Opium. (ઓપીઅમ) અફીમ. કરોડો ચીનાઓને આપઘાતથી રીબાવીને મારી નાંખનારી, તથા તેઓની સઘલી હુશીઆરી લુંટી લેનારી આ વસતુ બનાવવાની સરસાઈ અતીઆર સુધી હીંદુસથાંનનેજ મલેલી છે, જેનાં રાજની મેહેસુલનો તે એક સુપીઅ ઉપાય થાઇ પડયો છે. એ ખસખસનાં રોપાનાં ફુલનો રસ છે. હીંદુસથાંન વતરેગે મીસર, ટરકી અને ચીનમાંથી અફીમ પાકે છે, પણ હજુર સુધી હીંદુસથાંનનો માલ સરસ ગણાએ છે. ફરાંનસ અને ઇંગલંડમાંથી એ રોપા ઊગાડવામાં આવીઆ છે, પણ તાંહાં તેનુ તેલ કાહાડવામાં આવે છે, જે દવાઈ "મારફીઆ" ને નાંમે ઓલખાએ છે. એ અફીમનો રસ ગોલ ગોતીઓનાં આકારમાં બાંધવામાં આવે છે. બંગાલ તરફ પટનાં અને બનારસમાં તથા મુંબઈમાં માલવા તરફ તે ઊગે છે.

Opobalsam. (ઓપોબાલસમ) જુઓ Balsam (બાલસમ.) એ બાલસમનાં વરગનો એક જાતનો રસ છે.

Opoponax. (ઓપોપોનાકસ) યુરોપનાં દખણ ભાગમાં અને એશીઆ માઇનરમાં ઊગતો એક જાતનો ગુંદર.

Oranges. (આરેંનજ) એ સાધારણ નાંમનુ ફલ. જેને નારંગી કેહે છે.

Orchilla. (આરચીલા) એ નાંમનાં છોડવાંમાંથી બનતો જાંબુરો રંગ.

Orgol (આરગોલ) દારૂનો ઠર. જુઓ Argol (આરગલ)

Orpiment. (આરપીમેનટ) હરતાલ. સોમલ અને ગંધકની મેલવણીથી થયલી એક પદારથ. એ પીલા રંગનો હોઅ છે. એ પાહીમીઆ, ટરકી, ચીન અને જાવા તરફ કુદરતી ખનેસાંથી મલે છે, એ ચીનથી જરૂર કરીને વધારે આવે છે. એ રંગનાં તથા ચોપડી બાંધનારાઓનાં કાંમમાં આવે છે.

Orsedew. (આરસીડીઊ) પીતળપાંનાં, તરાંબાં અને જસતની મેળવ ણી કરીને સુનેરી પાંનાં જેહેવાં બનાવવામાં આવે છે.

Orrisroot. (આરીસરૂટ) કેવડાની જર અથવા કેવરો.

Ostrich Feathers. (આસટરીચ ફેધરસ) "આસતરીચ" નાંમનાં જાં નવરનાં પીછાં.

Oysters. (આએસટરસ) કાલુ એક જાતની કોટલાંમાં થતી માંછલી. એનો ઇંગરેજોને ઘણો સોખ છે. કેટલાએકો કાચી ખાએ છે.

P

Paddy. (પાડી) ભાત. અનાંજની ઊપરનાં છલતાં.

Palm Oil. (પામ આઈલ) આફ્રીકાનાં કોસ્ટા ઊપર થતાં આપણાં તાર માહાર જેહેવાં પામ નાંમનાં જાહાડનાં ફલનું તેલ. એ તેલ સદા માંખણ ની માફક બંધાએલું હોએ છે. ગીનીનાં કોસ્ટા ઊપર તે ખાધાનાં કામમાં આવે છે. આફ્રીકાનાં પશ્ચીમ કોસ્ટા ઊપર મોહોટો વેપાર છે.

Paper. (પેપર) કાગલ. ચોડાં અને બીજી સુતરાઊ ચીજો કોહોવા ડીને બનાવીઆમા આવે છે. ચીનમાં કેટલાએક કાગલો ઘાસનાં બનાવીઆમાં આવે છે. ચીડાં વતરેગે બીજી કોઈ બી ચીજ ઇંગલંડના કારખાંનાંવાલાઓને સસતી પડતી નથી અને તેહેવી સસતી ચીજ સોધી કાહાડવાને માટે "લંડન ટાઈમસનાં" માલિકો એ એક ઘણુંજ મોહોટું ઈનાંમ છપાવીઊ હતું તોબી કાંઈ ચીજ નો પતો મલીઓ નહી. કેરનાં પાલમાંથીબી કાગલ બની સકે છે, પણ તે ચીડાંનાં કરતાં સારાં થતાં નથી. અસલ જમાંનાંમાં કાગ લને બદલે પથર ઊપર લેખો કોતરી રાખતામાં આવતા હતા તથા ધાતુનાં પતરાઓ ઊપર તખતીઓ લખતામાં આવતી હતી ત્ર સી તેઆર પછી જાંનવરનાં ચાંમડાં સાફ કરીને તે ઊપર લખ તા હતા અને તેઆરપછી જહાડોની છાલ ઊપર કોતરીને લખ તા હતા. પછવાડેથી મીસર દેસમાં એક ઘાસનાં મુહરથી નીકળી

કલતો વાખ તથા તેની બારીક છાલીને એક ,બીજાની પાસે ગો ઠવીને તેને ગુંદર લગાડી એક બીજા સાથે વલગાવી દેવાની તાજ કાહાડી હતી જેથી તે લખવાનાં કાંમમાં પુશકલ ખપવા લાગા અને તે વખતનાં સઘલાં રાજો એ કાગળ મીસરથી મંગાવવા લા ગા. એ ખરૂનાં જાહાડને "પેપાઈરસ" કેહેતા હતા અને તેથી તે નુ નાંમ હાલ "પેપર" રાખવામાં આવીગેં છે. મલબાર કોસતા તર ફનાં "ટરીપેનડરમ"નાં અસલી દેશી રાજમાં હજુ રસુધી માહારનાં છતીઆં ઊપર એક ખીલાથી લખવામાં આવે છે, તે છતીઆં સેંકડો વરસ સુધી એમનેએમ રેહે છે. હેવાં છતીઆં ઊપરનાં અસલ લેખોનાં ખતો મુંબઈમાં એક પારસી કુટુંબમાં હજુર મો જુદ છે. હીંદુસથાંનમાં કેટલીએક જગાએ અને જરૂર કરી ગુ જરાતમાં, અમદાબાદમાં હાથે કાગલો બનાવવામાં આવે છે. ઘ ણું કરી દેશી ચોપડાઓનાં કાંમમાં આવે છે.

Parchment and Vellum. (પારચમેંટ તથા વેલમ) પારચમેંનટ એ મેઢાં તથા બકરાંનાં ચાંમડાંનાં બારીક કરેલાં કાગલ છે. વેલમ એ વાછરડાનાં ચાંમડાંનાં છે. એ સોધખી પુરાતમ વખતથી છે. ખરીસતી ધરમનાં કેટલાંએક આગલા પુસતકો એજ ચાંમડાં ઊ પર લખાએલાં છે. Vellum એ એક હલકી બનાવતનુ કરડું— કપડાંને મીન લગાડીને બનાવેઆમા આવે છે, અને તે હાલ પલાંનો ઊતારવામાં ઊપીઓગી અને મસતું થાઈ પડીજું છે. એ ને Vellum cloth (વેલમ કલાથ) કરીને કેહે છે.

Patch Leaves, (પાટચ લીવસ) પાંદરી. ખુશબોઈ અથવા લવંદરનાં ફુલ.

Pearl ash. (પરલ આશ) એક જાતનો ખાર. જુઓ Potash (પોટાશ)

Pearls. (પરલસ) મોતી. દરીઆની સીપનાં પેતાંમાંથી નીકલતો સફેદ દાંનો. અસલ જમાંનાંથી માંન ધરાવનારી એક ચીજ છે: મો તી ઘણુ કરીને સીલાંન, વીનાવલી, તથા કારોમાંડલ કોસતાની બીજી જગાઓ, પરસીઅન ગલફમાં બેહરીનનાં ટાપુ, સોહોનાં ટાપુ, આસજીઅરસનાં કીનારા ઊપર, .શેંટ મારગરટા પાનામાંનાં

અખાતમાં અને કાલીફોર્નીઆ તરફનાં દરીઆમાંથી નીકલે છે. ૬ નીઆમાં મળથી મોહોટામાં મોહોટું એક પૈરના જેવડું મોહો ટું મોતી આરેબીઆ તરફથી તાવરનીઅર નામનાં એક સખસે ૧૧૦૦૦૦૦ અગીઆર લાખ રૂપીએ વેચાતું લીધું હતું. તે લંબાઈમાં સુમારે હડી ઈંચ હતું મોતી દરીનથી અતરે આવે છે અને ચીન તથા વેલાત જાએ છે.

Peas. (પીસ) વટેણાં, વાલ.

Pearl shell. (પરલ શેલ) સીપ. મોતીની માએ તે આ કોટલાં છે, અને તે પોતાની બેઠીનાં જેહેવીજ સુંદર, રૂપાલી, અને જહલકતી છે. સોભાનો સાંમન બનાવવામાં તેનો મોહોટો ખપ છે. જેવો સામન ચીનમાં બનાવવામાં આવે છે, તેહવો વેલાતવાલાઓ કરી શકતા નથી. સીપ જેમ મોહોટી અને સફેદ હોએ તેમ સારી.

Pellitory. (પેલીટોરી) એ નાંમની એક જરી. એ ટરકી અને બારબરી તરફ થાએ છે. એ દવાઈમાં જોલાબનાં કાંમમાં આવે છે.

Pencils. (પેનસીલ) રંગારીની કલમ. લખવાની સુખડપેન.

Penknives (પેનનાઈવસ) નાંધલી છરી. જુવો Knives (નાઈવસ)

Pens. (પેનસ) કલમ. છાશેપખંડમાં પીછની અને એશીઆમાં બરૂની હોએ છે. ધાતુની બનાવેલીબી આવે છે તેને Steel Pens (સટીલ પેનસ) કેહે છે.

Pepper. (પેપર) મરી. આપણે કાલા તીખાં જહાડ પાંનનાં દાંનાને મરી કહીએ છઈએ પણ યુરોપવાલાઓ તીખાસ આપનારી સઘલી વનસપતીનાં બીજને એ નાંમ સુબીઆ લાગુ પાડે છે. મરી ૮૦ જાતના થાએ છે. તેમાંનુ એક કાલું મરી છે. એ હીંદુસથાંન, સીઆંમ અને ઊગમણનાં ટાપુઓમાં પુશકલ થાએ છે.

Pepper White (પેપર વાહીટ) સફેદ મરી. કાલાં મરીને ગરમ પાંણીમાં બોરીને તેની છાલ કાહાડી નાખવાથી થાએ છે.

Pepper Cayenne (પેપર કેઈન) સુકાં મરચાંનો ભુકો.

Pepper Long. (પેપર લાંગ) એ એક જાતમાં લાંબાં મરી થાએ છે. એ

મલબાર કોસ્તા તથા બંગાલ તરફ થાએ છે. એ હીંદુસથાંની દ
વાઈમાં આવે છે. એનો સવાદખી અતીસે તીખો હોએ છે.

Pepper Root.(પેપર રૂટ) પીપરી મુલ પીપરનાં જાહાડની જર.

Perry. (પેરી) પેરનો દારૂ.

Pewter. (પીઊટર) એ નાંમની જસદ અને તરાંબા તથા કોઈવાર સી
સુ, આંનટીમની વગર બીજી ધાતુઓનાં મેલથી બનાવેલી એ
ક મીસર ધાતુ. એ ઘણું કરીને વાસનો બનાવ્વાનાં કાંમમાં ઊ
પીઓગી થાઈ પડી છે.

Phosphorus.(ફાસફરસ) માંછલીનાં ભીંગરાં અને દરીઆઈ પેદાસમાંથી
નીકલતો એક તતવ. એ સોનો હોએ તારે ઘણોજ નરમ અને
પારદરશક રેહે છે. એનો રંગ સફેદ તથા પીલાસ ઊપર હોએ છે.
એ વસતુ ઓલલી હવામાં રાખવાથી પોતાની મેલે સલગી ઊઠે
છે માટે તેને હમેસ પાંણીમાં રાખવામાં આવે છે. એ હંધારાં
માં મોહોરો ચલકાત આપે છે અને માંછલીનાં ભીંગનાં રાતરે
ચલકે છે તે આ પદારથને લીધે છે.

એ રશાએણ સાસતરમાં અખતરા કરવાનાં કાંમમાં આ
વે છે, તથા એની આસીડ નીકલે છે. એ જાંહાં લગાડીએ હો
એ તાંહાં અંધારામાં બલતાં જેહેવો માલમ પડે છે. દરીઆનાં
કીનારાઓમા અને જંગલોમાં અવારનવાર પોતાંની મેલે જગેજ
ગ બલતાં ઊઠે છે અને જેહને અગનેઆંન લોકો ભુત સમજે છે,
તે બલતાં આ ફાસફરસને લીધે ઊઠેલાં જણાએલાં છે. એ દીવા
સલી Matches (માચોસ) બનાવવાનાં કાંમમાંખી આવે છે.

Peice Goods.(પીસ ગુડસ) સુતરાઊ કાપડનાં તાકા. આએ બોલ
સઘલી જાતનાં કાપડને લાગુ પાડેલો છે. આએ વરગમાં નીચ
લા નાંમો આવે છે જે વીગતવાર નીચે જણાવીએ છૈએ:—

Alpaca (આલપાકા) આલપાકા.

Bleached Goods (બલીચડ ગુડસ) ધોએલું કાપડ.

Cambric (કેમ્બરીક) સેનો.

Check (ચેક) ચેક.
Chintz (ચીનટઝ) છીંત.
Dhootie (ધુટી) ધોટીઆં.
Dimitie (ડીમેટી) ડુમેટી.
Domestic (ડુમેસટીક) સોટીંગ.
Doriah (ડોરીઆ) ડોરીઆ
Drill (ડરીલ) ડરીલ
Dyed Goods (ડાઈડ ગુડસ) રંગીન કાપડ.
Gauze (ગોઝ) ગાજ.
Grey Goods (ગરે ગુડસ) કોરૂં કાપડ
Jacconet (જેકોનેટ) જગનાથી.
Lappets (લાપેટસ) જાંમદાની અથવા આગાબાનું.
Lawn (લોન) લાન
Longcloth (લાંગકલાથ) તરણધારી, લાંગકલાથ.
Madapollam (મેડાપોલમ) માદરપાત
Merino (મરીનો) મરીનો
Mull (મલ) મલમલ.
Mull Stripes (મલસતરાઈપસ) ડોરીઆ
Muslin (મઝલીન) મજલીન.
Nainsookh (નેનશુખ) નેનશુખ.
Net (નેટ) નેટ
Prints (પરીનટસ) છીંત
Printed Goods (પરીનટેડ ગુડસ) છાપેલું કાપડ.
Sarrie (સારી) સાડી અથવા પાતલ.
Scarfs (સકારફસ) ચોલલાં, ઓઢણાં, પીછોરી
Shirting (શરટીંગ) રતલીઆં, લાંગકલાથ
T Cloth (ટી કલાથ) ટી કલાથ અથવા અરથીઆં.
Tanjib (તાનજીબ) તનજીબ.

Turkey Red goods,(ટરકીરેડ ગુડસ) કુસંબી કાપડ.
Twill. (તુવીલ) તુવીલ.

Pilchards. (પીલચરડશ) પીલસા નાંમની માંછલી. નાંધલી શંમસ.

Pimento. (પીમેનટો)એક જાતનાં શુગંધી મરી. એ જેમેકા તરફથી આવે છે તેથી એને જમેકા પેપર Jamaica Pepper કેહે છે. વળી એ મરીમા મરી, લવંગ અને જાએફલનો વાસ એકદમ સાથે આવે છે તેથી એને All Spices એટલે "સઘલા મસાલાનુ" બી નાંમ આપવામાં આવીઉં છે.

Pinchbeck. (પીનચબેક) જસદ તરાંબુ અને બીજી ધાતુઓ બેલીને સુનાંનાં જેહેવી ધાતુ કરવામાં આવે છે,તેને એ નાંમ આપવામાં આવીઉં છે. આપણે કેટલાંએક હલકી જાતનાં સુનાંને વેલાતી સુનુ કહીએ છેએ તે આ છે. એ ઘડીઆલોનાં કેટલાં, ગાંકલી ઈતીઆદી બનાવવાનાં કાંમમાં આવે છે.

Pine. (પાઈન) સનોબર. એક વરગનાં મોહોટાં જંગલી જાહાડો જે એમનાં પાતરાં ઘણું કરી લાલ રંગનાં હોએ છે. એ વરગમાં ૨૦ થી વધારે જાત છે. એનુ લાકડું ઘણાંએક કાંમમાં આવે છે.

Pineapple. (પાઈનઆપલ) અનેનાસ. ખુદરતની પેદાશમાં આ એક સુખીઆ ફલ છે. એનો પાક સઘલી ભુમી ઊપર થાએ છે, પણ ઘણુકરી ગરમ દેશોનાં રેહેનારાઓને ઠંડક આપવા ખુદરતે ગરમ દેશોમાં તેની પેદાસ વધારે મેલી છે. મલઈ કોસ્ટા ઊપર એ ફલ ઘણુજ પુશત અને સવાદદાર થાએ છે. એ જમીનની અંદર ઊગે છે.

Pint. (પાઈનટ) નાંધલી (હલ્ચી) બાટલી.

Pipe Clay. (પાઈપકલે) ઈગલંડમાં દેવનશાએર નાંમનાં પરગણામાથી મલતી એક જાતની મટોડી,જે નીખારવાનાં અને માંટી કાંમમાં આવે છે. એ મોટાડીની બીડી પીવાની નલી Pipe (પાઈપ) બનાવવાથી એ નાંમ તેને મલીઉં છે.

Pistachio nuts. (પીસટાશીઓ નટસ) પસતાં. આરેબીઆ, ઈરાં

ન અને સીરીઆ તરફ ઊગતા એક જાહાડના કોટલાવાલા નાધ લા ફુલ એ અતર ઇગીર્ન અને અરબસ્તાનથી આવે છે

Pitch (પીટચ) રાલ અથવા તાર કેટલીએક જાતના ગુંદરો, અને દામરમાથી એ તાર બનાવવામા આવે છે એની બનાવટ ઇગ લંડમા છે. એ વાહાણોને ચોપડવાના કામમા આવે છે.

Plane (પલેન) એ નામનુ એક મોહોટું જાહાડ. એ જાહાડ યુરોપ ના દખ્યણ ભાગમા, ઊતર અમેરીકામા અને ઊગમણના મુલ કોમા ઉગે છે. એનુ લાકડું સાધારણ કામોમા આવે છે. સુ થાર અને કારીગરોના એક ચોકસ હથીઆરને પણ "પલેન" કેહે છે.

Planks. (પલાંકસ) પાટીઆં. હરેક લાકડાના પોહોરા સફાઇદાર પાટ લા કકડા

Plantain or Banana (પલાંનટેન અથવા બનાના) કેળું એ ઘણા દેશોમા જુદી જુદી રીતના થાએ છે. મેકસીકો તરફ સઊ કર તા એની પેદાશ વધારે છે. તાહા તરણ ઇંચથી તે ૯૨ સુધી મો હોટા કેળ થાએ છે, તે તરફ કેળા સુકવીને તેને દરીને આટો કર વામા આવે છે કેર એક વખત રોપીકે તેમાથી બચા પેદા થા એ છે અને બીજી વખત રોપવા વગર તેની પેદાશ વધે છે હીંદુસથાનમા કેલા જુદી જુદી જાતના અને છાલના ઉગે છે તેઓમા મુખ્ખીઅ લીલી છાલના, સુનેરી, સુદેરી અને વઅઇગ ગ કેહેવાએ છે એક જાતના કેલાને તેની જાડી છાલને લીધે ખાસડીઆ કેલા કરીને કેહે છે.

Plate. (પલેટ)સુના રૂપાના વાસણોને એ નામ આપવામા આવીઊ છે.

Platina. (પલાટીનાં) એ નામની રૂપાના જેહેવા સફેદ રંગની સખત ધા તુ એની ઊપર હવા અથવા પાણીથી કસી અસર થાતી નથી. એનો તાર સુના વતરોગે બીજી સઘલી ધાતુઓ કરતા જીણો થાઈ સકે છે. તે થોડી ગરમીથી પગલતી નથી રૂશીઆમા પ્લાટીનાના થોડી કીમતના સીકા પાડવામા આવે છે એ ધા

નુ મુખી આ કરીને એશીઆટીક રૂશીઆમાંજ મળે છે. જપેન તરફ પણ તેની એક નાધલી ખાંન છે.

Plattings. (પલાટીન) નેટર, ઘાસ અને બીજી વસ્તુઓની કાહાડેલી ચી પ જેની ટોપીઓ વનવામાં આવે છે.

Plums. (પલમસ) આલુ, બોર. દરીદેશ થતાં નાંધલાં ફુલોને એ નાં મ આપવામાં આવીઝ છે. હીંદુસથાંનમાં માતરે બોરજ જોવા માં આવે છે.

Plumes. (પલુમસ) પીછાં. જુદાં જુદાં દેશનાં લોકો પોતાની રેવાજ પ રમાંણે પાગડીઓ, ટોપીઓ અથવા સીરફેશંઓમાં ઓસે છે.

Plumbago.(પલમબેગો) જુઓ Black Lead. (બલાક લેડ)

Poison nuts.(પાઇસન નટસ) કાછલા. એક જાતનાં જેહેરી ફલો.

Pomegranate.(પોમગરેનેટ) દાડમ. આ ફલ અસલ ઇરાનનુ છે અને તાંહાંથી યુરોપખંડ તથા બીજા મુલકોમાં તે દાખલ થાયું છે. જેમ નાંધલા કરીઆ અને મોહોટું કદ હોએ તેમ તે દારમ સા રૂં કેહેવાએ છે. ઈગંનમાં એક જાતનાં દારમમાં તદન કરીઆ આવતા નથી, અને તેને "બેદાનાં" કેહેવામાં આવે છે. કાબુલ બંધાર અને અરબસતાંનથી એ માલ આવે છે અને તાંહાં તે નો મોહોટો વેપાર છે. મસકતી દારમ ખાધામાં ઘણુંજ લેહેજત દાર હોએ છે. અરબસથાનમાં પણ એની ઊતપતી થોડી નથી.

Poonspan.(પુનસપાન) પુનનુ લાકડું.

Poplar, (પાપલર) એક જાતનુ દેવદારનાં જેહેવું લાકડું. જે પેટીનાં ઓખાંઓ બનાવવાનાં કાંમમાં આવે છે.

Poppy seed.(પાપીસીડ) ખસખસનાં ફુલ. જુઓ Opium.

Porcelain or China ware. (પોરસીલેન અથવા ચાઈનાંવેર) કો રોકાંમ, ચીનાકાંમ. આ સુંદર અને ઊપીઓગી બનાવતનુ માંન ચીનાઓને છે અને તે હજુર સુધી તેઓએ જાલવી રા ખીઝ છે. યુરોપમાં તેની નકલ કરવામાં આવે છે, તોબી ચી નાઈ માલ જેહેવો સફાઈદાર અને ટકાઊ માલ તેઓ બનાવી

થકતા નથી. ચીનમા "કીનમીંગ તરફ તે બને છે. પહેલાંમા
પોરટુગીસોએ તે પેહેલ વેહેલું દાખલ કરીઉં હતું. પણ તેની બ
નાવટ છેક ગઈ સદી સુધી કોઈ કરી શકીઉં નહી હતું અને એ
ક ફરેંચ પાદરીએ તે કારખાંનાઓ જોઈને તે બાબે વીગતવારે
એક કાગળ ફરાંનસ ખાતે લખવાથી તે ઉપર તાહાના રહ્યાએની
એ એ ધેઆન આપવાથી ઇંગલંડમા ડરેસડેન ખાતે એક કાર
ખાનુ ઉઘાડવામા આવીઉં હતું. હાલ ફરાનસમા સેવરસ નામ
ની જગા ઉપર અચ્છું કામ થાએ છે, પણ તોબી તે ચીનના જે
હેવું નહી અસલ જમાનામા ચીનીકામ વીસે ઉતમ વીચાર હ
તો અને રૂમનાં શેહેનશાહ આગસટસે એલેકઝાનડરીઆમા લટ
કરી તારે તેને પોતાના હીસસા તરીકે માતરે એક "કપ" પસંદ
કરી લીધું હતું. પવાની મેહે છે કે રૂગનમા કેરમાનીઆના પાગ
નામા ચીનીકામ બનતું હતું.

Pork (પોરક) ડુકરનુ ગોસ નીમખ દઈને બાહેર ગામ મોકલવા
મા આવે છે. ડુકરના પેટના ભાગમાથી બનાવવામા આવે છે.

Port. (પોરટ) એ નામનો એક જાતનો વઈન દારૂ.

Potash (પોટાશ) ગાબમાથી બનાવેલો એ નામનો ખાર. ઝાહાડ પાન
ની વસતુઓ બાલીને તેની રાખ કરવા પછી તેને પાણીમા દોહો
વીને લોહોડાના વાસણમા ગરમ કરી પાણી બારી નાખવાથી જે
ડરો રેહે તેને Potash કેહે છે. એ કામમા દરીઆ આગલ
ઉગતાં ઝાહાડો વધારે સારા માલમ પડે છે. એ ખાર કાચ, સા
બુ, બનાવવામા, નીખારવાના કામમા, ફટકી બનાવવામા, તથા
ઊન સાફ કરવામા પુસકલ કામ આવે છે અમેરીકા, રૂશીઆ
અને પોલંડમા તે પુશકલ બને છે અમેરીકાનો માલ સઉથી
સરસ કેહેવાય છે

Potatoes (પોટેટોસ) પપેટા અથવા બટેટા દુનીઆની સઘલી વનસપતી
મા આએજ એક તરકારી છે, જે ટુંક મુદતમા સંઘળા ભાગો ઉ
પર ફેલાઈ ગઈ છે. ૧૬ મી સદીમા માતરે વરજીનીઆ તરફ ઉગ

તી હતી અને તાંહાંથી સર વાલટર રેલી નાંમનો અમલદાર ઈંગ લંડ ખાતે લાવીઓ હતો. એ વખતે તે મોહોટા મોહોટા ઊમરાવો નાં બાગમાં નવાઈની તરકારી તરીકે રોપવામાં આવતી અને તાં હાંથી તે અમીરો અને રાજાઓની તેબલ ઊપર જતી હતી. ઈંગ લંડની રાંણી આંને એ પપેટા એક રૂપીએ રતલ લીધા હતા. એ પછી આયરલંડનાં બાગોમાં અને તેઆરપછી તેનાં ખેતરોમાં રોપવામાં આવીઆ અને તાંહાં તે એટલાતો ઊભરી આવેઆ જે આજ નજદીક ૧૫૦ વરસ થાએઆં તે તરફની વસતીનો તે મોહોટો ખોરાક થાઈ પડીઓ છે. એપછી તાંહાંથી ફરાનસ અને ઈટલીમાં તે ઊગાડવામાં આવીઓ હતો. પપેતો હીંદુસથાંનમાં સુમારે ૭૦ થી ૮૦ વરસ થયાં દાખલ થયો છે. તે પેહેલ વેહે લાં મદરાસ, અને બંગાલમાં અને તેઆર પછી જવામાં દાખ લ થયો હતો. પપેતો ૩ થી ૪૦૦૦ ફીટની ઊનચાઈની જગા ઊપરજ સારી રીતે ઊગી શકે છે. પપેટા બેએ જાતનાં થાએ છે. તેમાંનો એક તે "મોહોટા પપેટા" કેહેવાએ છે અને બી જો નાંધલો અથવા મીઠો પટેટો તે "બટાટા" કેહેવાએ છે. પપે ટા ઠંડા દેશમાં અને બટાટા ગરમ દેશમાં ઊગે છે. એ તેઓનો મોહોટો ખુદરતી તફાવત છે.

Provisions.(પરોવીજનસ) ખોરાકી. આએ નાંમ ઘણુ કરીને નીમખ દીધેલી અને સુકી ખોરાકીની વસતુઓ જે વાંહાંણ ખાતાંમા ત થા લશકર ખાતાંમાં આવે છે, તેને આપવામાં આવીઊં છે.

Prumes. (પરૂમસ) સુકાં આલું. એક જાતનાં ફલ.

Prussian Blue.(પરૂશીઅન બલુ) પરશીઆમાં બરલીન તરફ મલી આ વતી લોહોડાંની મેલવણીની ખુદરતી ભુકી. એ ચીતારનાં અ ને કોરી કાંમનાં રંગમાં આવે છે. એ રંગ ખારવાથી ધોવાઈ જા એ હેવો હોવાથી કાપડના કાંમમાં ઘણીજી કોશેશ છતાં આપી શકા તો નથી. એ રંગ ૧૮૧૦ નાં સાલની અગાઊ ચીન ખાતે પુશ કલ જતો હતો પણ હેવું કહે છે કે એક સોનાઈ ખલાસી જે એક

વાહાણમાં ઇંગલંડ આવીઓ હતો તેણે એક કારખાનામા આ રં
ગ બનાવવાની હીકમત જોઈને ચીનમા તે મુઆફકનુ એક કાર
ખાનુ કાહાડીઊ તારથી ચીન તરફ આવતો માલ ચીનમાજ બનવા
લાગાથી આ માલ ચીન જતો બંધ થાઈ ગયો હતો.

Pumice Stone.(પીઊમીસ ઈસટોન) એ નામનો એક જાતનો હલકો
નરમ પથરો. એની ભુકી ધાતુઓ સાફ કરવામા તથા માતી કામ
ને ઘુંતવાના કામમા આવે છે.

Putchock (પટચાક) પેચક. સીંધ તરફ થાતી એક જાતની જડી જે હીં
દુસથાનથી ચીન ખાતે પુસકલ મોકલવામા આવે છે તેનો વા
સ સારો હોવાથી ચીનાઓ તેની ધુંઈ લીએ છે અને પોતાના
દેહેરાઓમા ફીરીઆ કરતી વેના રૂખડ અને લોબાનની મા
ફક બાલે છે.

Q

Quassia (કુઆએસીઆ) એ નામના અમેરીકા ખંડમા થતા ઊંચા
જાહાડના ફુલ તથા લાકડુ એનો રંગ ધોલો હોએ છે અને તે
સવાદમા ઘણુંજ કરૂં છે એ દવાઈના કામમા આવે છે કેહે
છે કે બીર બનાવનારાઓ પોતાનો માન વધારે કરવો બનાવવા
માટે આ લાકડું તેમા નાખતા હતા આ ઠગાઈ માલમ પડી
આવવાથી થારો બાકી એઓને સખત સીખસાએ પોહોચાડવા
મા આવે છે

Quercitron Bark (કુવેરસીટરણ બારક) એ નામના નારથ અમેરીકા
માં ઊગતા એક જાતના જાહાડની છાલ એમાથી પીલો રંગ કા
હાડવામા આવે છે.

Quicksilver.(કુવીકસીલવર) પારો.જુઓ Mercury (મરકીઊરી)

Quills. (કુવીલસ) હંસ,તરકી, અને બીજા મોહોટા પખીઓના પીછ
જે લખવાના કામમા આવે છે.

Quinine (કુઈનીન) કોઈનાઈન અમેરીકા તરફ થતા Chincona ના

જાહાડની છાલમાંથી બનાવીઆમા આવે છે. જુઓ Bark.

Quins seed. (કુઈનસસીડ) બેદાંનાં.

## R

Rags. (રેગસ) ચીઠડાં. કપરાંનાં ફાટેલા અને મેલા કટકા. ચીઠડાં કાગલ બનાવવાનાં કાંમમાં આવે છે. મુંબઈથી કોઈ જવાર ઇંગલંડ જાએ છે. પણ ઘણું કરીને હીંદુસથાંનમાં દેશી કાગલો બનાવવામાં આપે છે. કાલાં માથાંનું માંનવી આવી નજીવી અને નીરૂપીઓગી વસતુને પણ ખપમાં લાવી પોતાની રોજીનો મારગ શોધે છે.

Raisins. (રેઇઝીનસ) યુરોપની સુકી દરાખ.

Rapeseed. (રેપસીદ) સરસી. એક જાતનુ કરીઆનું. એની અલસીની માફક હીંદુસથાંન, અમેરીકા અને રૂશીઆ તરફ થાએ છે. એનુ ઇંગલંડમાં તેલ કાહાડવામાં આવે છે. મુંબઈ તથા બંગલથી મોહોટો જથો ઇંગલંડ તથા ફરાંનસ ખાતે જાએ છે.

Rattans. (રેતનસ) નેતર.

Red stuff.. (રેડસટફ) ગુલાલ. હીંદુસથાંનમાં હોલીનાં અતી નીરલજ તહેવારો ઊપર હીંદુઓ પોતાને મોહોડે માથે આ લાલ ભુકી ચોપડીને પોતાનો હેવાનનાં સરખો અવતાર બનાવી દે છે.

Red wood. (રેડઊડ) રતાંજલી, રગતચંદ. એ સીલાંન, તરફ હીંદુસથાંનનાં કેટલાએક ભાગમાં ઊગે છે. એનુ જાહાડ ઘણું ઊંચું હોએ છે. એ લાકડું એટલુંતો ભારી છે કે પાંણીમાં ડુબી જાએ છે. એ લાલ તપકીરીઆ રંગ બનાવવાનાં કાંમમાં આવે છે.

Rhubarb. (રૂબારબ) રેવંચીનીખાર. ચીન તથા તારતરી તરફ થતી એક જાતની જરી. એની પેદાશ રૂશીઆમાં, ટરકીમાં અને ચીનમાં છે અને એ તરણે મુલુકમાંથી બીજી જગાઓ ઊપર જાએ છે. એ દવાઈનાં કાંમમાં આવે છે. એનો વાસ નાપસંદ છે. ચીનના કટકા પોહોલા અને ભારી આવે છે. એનો લાલ ભુકો ખી થાએ છે.

Rhinoceros Horns (રીહીનોસેરસ હારનસ) ગેંનદાનાં સીગડાં.
જુઓ Horns.

Rice. (રાઈસ) ચોખા. એક જાતનું અનાજ, ભાત.

Rockoil. (રાકઆઈલ) નફ્તેલ એ દવાઈનાં કામમાં આવે છે.

Rope. (રોપ) દોરડાં. સન, કોઈ, અને બીજી ચીજના બનાવે છે.

Rose wood. (રોઝવુડ) બરેઝીલ, કેનેરી, આઈલંડઝ, અને સીઆમ તરફ થાતું એ નામનુ લાકડું. એનો રંગ ઘણો સારો છે અને એનાં મોહોટાં અખાન પાટીઆં પડવાથી ઘરસનગારનાં સામનમાં ઘણું ખપે છે. સાંઈમ અને ચીનતરફથી તેહની ચહડત થાએ છે.

Rose. (રોઝ) ગુલાબનું ફુલ. પુદરતનુ એક સુંદર અને શુગંધી ફુલ. એનાં પાંણીને Rose water (રોઝ વાટર) ઈઆને ગુલાબ કેહે છે અને તે ઈરાંન અને ટરકીનાં મુલુકથી આવે છે. ગુલકંદ જે ગોલાબનાં ફુલ, સાકર અને બીજાં વસાનાનો બને છે તેને Rose Preserves (રોઝ પરીઝરવઝ) કેહે છે.

Rosin. (રોઝીણ) રાજમ. કેટલીએક જાતનાં જાહાડોમાં છેડ પાડીને અથવા તેઓની છાલ કાહાડી લઈ ને તેમાંથી જે રસ નીકલે છે તેહેને રાજ્મ કેહે છે. એ સઘલી જાતનાં રસમાં ટરપેનટાઈન હોએ છે, તેથી તે રસોને ગાલી કાહાડવાથી ટરપેનટાઈન છુટુ પડે છે અને બાકી જે ઠરી રેહે છે તેનાં પીલા ગાગરા બંધાએ છે તેને રાજમ કેહેવામાં આવે છે. એ વીસે જુઓ Balsam (બાલસમ)

Rose Oil (રોઝ આઈલ) ઘાસનુ તેલ.

Ruby. (રુબી) માંણક. આ એક કીમતી પથર છે. એનો રંગ હમેશ લાલ અથવા ગોલાબી રેહે છે. એ આવા તરફ મલે છે. માણક બેએ જાતનાં આવે છે, જે ઘણાંજ લાલ હોએ છે તેને Spinelle અને બીજાને Balais કેહે છે. બરમાંનાં પાહાદશા પાસે એક માંણક ૧૨૪ ગરેનનું છે.

Rum. (રમ) ખજુર અથવા ખાંનમાંથી બનાવેલો દારુ.

Ryo. (રાઈ) જવ નાંમનું અનાંજ.

S

Sable. (સેબલ) રૂશીઆ તરફ મલતાં એક નાંહલાં જાંનવરનાં રૂઆં. એ કાપડ બનાવવામાં ઘણું કીમતી કેહેવાએ છે. એ જાંનવરનું ચાંમડુંબી પેહેરવામાં કાંમ આવે છે. એ ચાંમડુ કોઈકિવાર પીલા રંગનુ કુદરતીજ આવે છે.

Safflower. (સાફ્લાવર) કેસુંબો. એ હીંદુસ્થાંન, મીસર, અને અમેરીકા તથા યુરોપનાં ગરમ ભાગોમાં થતાં એક જાતનાં ફુલ છે. એનો રંગ કેસરને મલતો છે પણ કેસરનાં જેહેવો વાસ નથી. એ ઊપરથી એને Bastard Saffron બી કેહે છે.

Saffron. (સાફ્રન) કેસર. ઈંગલંડ, સીસીલી, ફ્રાંનસ અને સ્પેન તરફ થતાં એક જાહાડનાં પાલાને દાબીને તેમાંથી બનાવીઆમાં આવે છે. એ રસ પંમરાત ભરેલો છે. એ ખાધામાં, પનીર તથા માંખનને અને બીજી ચીજોને તથા કાપડને રંગ આપવાના કાંમમાં આવે છે.

Sagapenum. (સેગાપીનમ) સગબીજ. એ નાંમ આરબી છે. અરબસ્તાંન તરફ થતાં એક જાહાડનો ગુંદર. એનો વાસ લસંનનાં જેહેવો છે અને રંગમાં તપકીરીઓ અથવા પીલો હોએ છે. એ દવાઈમાં કાંમ આવે છે.

Sago. (સેગો) સાબુ ચોખા. મલાઈ કોસટા તરફ એક જાતનો નાલીઅરીનાં જેહેવાં મોહોટાં જાહાડનો ઘાભ. એ જાહાડ ૩૦ ફુટને સુમારે મોહોટુ થયું કે તેને તોડી પાડવા પછી તેની ઊપરની છાલ જે ૨॥ ઈંચ જાડી હોએ છે તે કાહાડી નાંખીને તેમાંથી ઘાભ કાહાડી લઈને તેને વેહેરની માફક ભુકો કરી નાંખવા પછી ધોઈ કાહાડીને સુકવીઆમાં આવે છે. સુકાયા પછી તેને પાછા પાંણીમાં ભીંજવીને તેના જાડા રોટલા કરીને તે રોટલાને જીણી ચાંનનીમાં ઘાલીને હાલવીઆથી દાંનાં બને છે. સેગો

જેમ રતાશ ઊપર હોએ તેમ સારો. એ બનાવત મલાઈ કોમડા
ઊપર બને છે અને તાંહાંથીજ માતરે આખી પરથવીમા જા
એ છે.

Salep (સાલેપ) સાલમ, સાલમ મીસરી. એક જાતનાં જાહાડના
સુલીઆંનો ભુકો બનાવીને તેનાં ગાંગરા બાંધવામા આવે છે.
ઊગમણ પગંતનાં લોકો એ ચીજને ફાએદાદાર સમજીને ખા
એ છે. કાશમીરની સાલમ સરવેથી સરસ ગણાએ છે.

Salammoniac.(સાલ આમોનીઆક)નોસાગર.જુઓ Ammoniac.

Salmon. (સામન) યુરોપ તરફ થતી એક જાતની ગોળનાં જેહેવી માંછ
લી. એ નીમક દઈને અથવા પકાવીને બીજા દેશાવર તથા વાંહાં
ણઆતામાં મોકલવામાં આવે છે.

Salt. (સાલટ) નીમખ, મીઠું મીઠું યુરોપમાં કેટલેએક ઠેકાંણેથી જ
મીનમાંથી ખોડી કાહાડવામા આવે છે અને તેને Rock Salt
કેહે છે. બીજે ઠેકાંણે દરીઆનાં પાણી બાંધીને તડકાંથી તે પાણી
સુકાવા દઈને બનાવવામાં આવે છે. આખી દુનીઆંમાં ખાધા
નાં કામમાં આવવા ઊપરાંત, કાચ અને માતી કામમાં રંગ આ
પવાનાં, અને અરકો તથા ખાર કાહાડવાના કાંમમાં તે પુશક
લ આવે છે.

Saltpetre or Nitrate of Potash. (સાલટ પીટર અથવા નાઈ
ટ્રેટ આફ પોટાશ) સુરોખાર. હીંદુસથાન, મીસર, અને
ઈટલીમા કેટલેએક ઠેકાણેથી જમીનમાથી મલે છે. અને કેટલેક
ઠેકાંણે બનાવીઆમા આવે છે. ઈંગલંડ ખાતે જતો મોહોટો
જથો બંગાલ તરફથી જાએ છે. એ રંગનાં અને તોપનો દારૂ
બનાવવાના કાંમમાં ખપે છે. એ વતરેજે વ્યાએણ શાસતરમા
તેનો મોટો ખપ છે એ સુરોખાર "પોટાશ" અને "નાઈટ્રીક
આસીડથી"બનેલો છે. ચીન અને પીરુથી જે ખાર સુરોખાર
ને નામે જાએ છે તે ખરેખર જોતાં Nitrate of soda
છે. એટલે તે ખાર "નાઈટ્રીક આસીડ" અને "સોડા" નો
બનેલો છે.

Sandal wood.(સાંડલ ઊડ) સુખડ, ચંદન. એ નામનાં એક જાહાડનુ શુગંધી લાકડું. એ મલબાર કોશ્ટ,અને મલાયસીમાં બીજી નામ નાં ટાપુઓમાં ઊગે છે. ઊગમણનાં લોકો તેને બાલીને ખુશબોઈ લીએ છે પણ ચીનમાં તેની પેટીઓ અને બીજી હેવી ચીજો બ નાવે છે. એનુ તેલણી થાએ છે. સુરત, મુંબઈ અને ગુજરાત માં સુખડનાં લાકડાની સોભાએમાન અને સીનગાર આપવા લા એક વસ્તુઓ બહુ કારીગરીથી બનવાવામાં આવે છે જેની વેલાતમાં સારી તારીફ થાએ છે.

Sanders or Redwood. (સાંનડરસ ઓર રેડઊડ) રગત ચંદન. રતાંજરી. જુવો Redwood. (રેડઊડ)

Sapan wood.(સેપાનઊડ) પતંગીઊ. બરેજીલનાં લાકડાં જેહેવું એક જાતનુ લાકડું. રંગ બનાવવાનાં કાંમમાં આવે છે. એ સાએ મ, પેગુ અને ફીલીપાઈનનાં ટાપુઓ ઊપર થાએ છે.

Sapphire. (સેફાએર) લીલમ. એ બલુ, ઘેરા, સફેદ, લીલા અને પી લા રંગનો એક કીમતી પથર છે. બધા પથરોમાં હીરા કરતાં એ જ માતરે કઠણાઈમાં ઊતરતો છે. માંણક એ પથરની જાતનુ છે. અને તે માતરે "આવા" માં મલે છે. બીજા રંગનાં બોહી મીઆં, સાકસની તથા ફરાંનસમાં મલે છે.

Sardines. (સારદીનસ) એ નામની ઇંગલંડમાં થાતી માંછલી. ઇંગલંડ અને તેની આસપાસનાં દરીઆવમાંથી આ માછલી જે આપણી તરફની નાહાની બોઈ અથવા સુલાી નાંમની માછલીને મલતી આવે છે તે એટલીતો જાહાબંધ મલી આવે છે કે તાંહાં ખપવા ઊપરાંત તીનનાં દાબરાઓમાં ભરી દુનીઆનાં બધા ભાગો ઊપર મોકલાવે છે અને તેનો મોટો વેપાર ચાલે છે. વાહાણોમાં અને બીજી મુસાફરીઓમા એ એક અગતની ખોરાકી છે.

Sardonyx.(સારડોનીકસ) અકીકની જાતનો કીમતી પથર જે ઊપર અ સલ જમાંનાંનાં લોકો છાપો કોતરતા હતા.

Sarsaparilla.(સારસાપેરીલા) સાલસ. દખણ અમેરીકા અને મેક્ષ ઈ નડીસ તરફ ઊગતી એક જાતની જડી એ દરદી આદમીઓને કઊઅત આપવાને માટે કામ આવે છે. એનો કાહાવો ઊકાળી ને બાટલીઓમાં ભરીને વેચવામા આવે છે. ડાકટરોના જણાવ વા મુજબ આ દવાઈ પેહેલવેહેલી અમેરીકામાં બનાવવામા આ વી હતી અને તેનામા બીગડેલાં લોહીને સાફ કરવાના ગુણ છે એવું કેહેવામા આવે છે.

Sassafras (સાસાફ્રાસ) ફ્રાસ પાપરો ઊતર અમેરીકા અને કોચીન ચાઈના તરફ થાતું એક સુગંધી લાકડું. એના જહાડના મુ ળીઆ, છાલ તથા લાકડાનુ તેલ કાહાડવામા આવે છે. એ દવાઈ ના કામમા આવે છે એનો રંગ પીળો અને સવાદ તીખો છે.

Satin wood.(સાતીનઊડ) આંમલીનુ લાકડું

Scammony.(સકામમોની) એ નામનો મીરીઆ તરફ થાતો એક જાત નો ગુંદ એના જાહાડમા જખમ પાડવાથી તેમાથી દુધ જેહે વો રસ નીકળે છે. આલેપો અને સમીરનામા તેનો વેપાર છે. આલેપોનો માલ સારો હોએ છે. એ દવાઈના કામમા આવે છે.

Seal (સીલ) ઊતરના દરીઆ તરફ થાતી એક જાતની ઊભીઆગી મા છલી. તાહા અતીસે ઠંડી હોવાથી જાનવર અને બીજા પગણી હોતા નથી, તેમજ તાહા અનાજનો જાહાજો પાક થાતો નથી. વળી દરીઆઓ બરફથી બધાઇ જવાને લીધે તાહા જાહાજો વેપાર ની આવતો નથી, તેહેવી કઠંગી જગાએ રેહેનાર માંણસો ની ગુજરાન ચાલવાને માટે દરીઆમા આ જાનવર પરવરદેગારે પેદા કરીઊ છે,એ તેની કુદરતીની અને મેરબાનીની એક નીશા ન છે. આએ માછલી તાહાના લોકો ખાએ છે. તેના માહામાથી નીકલતું તેલ તેઓ બાલે છે, તેના ચામડાના તેઓ કપડા કરે છે અને વળી તેની મોહોટી અજાએબી એ છે જે તે ઊપર જે બાથ આવે છે તેથી તે લોકો પોતાની બોટોના અને ઘેરના પર દા કરે છે

Sealing wax.(સીલીંગ વાકસ) કાગલ બીડવાની લાખ. એ લાક નાંમનાં ગુંદર તથા બીજા તેજ જાતનાં પદારથો મિલીને પછી તે ઊપર તહરેવાર રંગ આપીને બનાવીઆમાં આવે છે.

Seeds. (સીડસ) બીજ. અનાજ અથવા કરીઆંનાંનાં બીજો જે વે પારમાં આવે છે તેને એકંદર આ નાંમ આપવામાં આવીઊ છે.

Segars. (શીગાર) બીડી, ચરૂટ. જુઓ Tobacco. (તોબાકો)

Senna. (સુંનાંમખી) એ મધીઅ આફ્રીકા તથા ઊતર મીસર દેશમાં થતાં નાંધલા જાહાડનાં પાતરાં છે. એ મીસરથી યુરોપ જાએછે અને અરબસ્તાંનની અતરે આવીને ઇંગલંડ જાએ છે. એ દ વાઈનાં કાંમમાં પુશકલ આવે છે. એ પાતરાંનું ઊકાલેલું પાણી પી ધાથી જોલાબ આવે છે.

Shagreen. (શગરીન) એ નાંમનુ રૂસીઆ તરફ થાતું એક જાતનુ દાં નાંદાર ચાંમડું. ઘણું કરી ઘોડાનાં ચામડામાંથી બનાવે છે.

Shammy or Chamois Leather.(શાંમીલેડર)એક ઘણુંજ નરમ ચાં મડું. જે જહવેરાત તથા રૂપાંકાંમ અને ગાડીઓ સાફ કરવાનાં કાંમમાં આવેછે. આ ચાંમડાંનાં હાથે પેહેરવાનાં મોજાં અને બુટ્ટા પણ બનાવે છે.

Shark Fins. (સારક ફીનસ) પોતાં, પાંખ. માંછલીની (મુસીની)પાંખ અને પુછડાં. એ અતરેથી ચીન ખાતે પુશકલ ચહડાવવામાં આ વે છે. ચીનાઓ તેનુ તેલ મોહોટી ખુસીથી ખાવામાં વાપરે છે.

Shawls. (શાલસ) સેઆલ. ઊન, અને રેસમની બનાવવામાં આવે છે. યુરોપખંડમાં બપની ઊંચી સાલો હીંદુશથાંન સીવાએ બીજે કેડે બનતી નથી. હીંદુસથાંનનાં જેહેવી સાલ બનાવવાને ઇંગલંડનાં કારખાંનાંવાલાઓ ઘણીબી કોશેસ કરે છે પણ તેમાં તેઓ હજુર ફાવના નથી. એ સાલ જરૂર કરીને કાસમીર તરફ બને છે જાંહાંની ઊન ઘણીજ કુમાસદાર હોવાથી તેની સાલો સું ઘલી બીજી બનાવનને ટકર મારે છે.

Sherry. (શેરી) એ નાંમનો એક જાતનો વઈન દારૂ.

Shumac, (શુમાંક) સીસીલ્યા, પાલેસટાઇન, સ્પેન અને પોરટુગાલ તરફ ઊગતો એક જાતનો પાલો જે રંગનાં કાંમમાં આવે છે.

Silk. (સીલક) રેસમ. સેતુરનાં જાહાડ ઊપર થતા એક જાતનાં કીડાનાં પર. એ પર પેહેલાં તેનાં કીડાનાં માંહાંમાંથી પીલા રંગનાં છેરના આકારમાં નીકલે છે અને પછી તેનાં નાંધલા ગુંમરાં બંધાએ છે જે મુલ રેસમ છે. એ રીતે નીકલતા રેસમને raw silk ઇઆને "કાચુ રેસમ" કેહે છે. એ ગુંમરાંને ગરમ પાંણીમાં નાંખીને પછી એક લાકડી ઊપર લઈને તેને છુટું પાડી બીજી લાકડી ઊપર વીંટાલીઆમાં આવે છે. રેસમ પેહેલપેહેલું ચીનાઓએ સોધી કાહાડીઉં હતું અને અસલ જમાનાથી એ રાજવાલો તે વખતની અને હાલની દુનીઆંને આ ઊપીઓગી ચીજ પુરી પાડે છે. અસલનાં વખતમાં શાહનશાહાઓ ચીનાઈ રેસમને માટે એટલા વજનનુ સુનુ આપતા હતા. રોમનાં રાજમા રેસમની મોંઘાઈને લીધે તથા તે કેમ પેદા થાએ છે તે ઊપરથી છીત લઈને એક રાજાએ હેવો હોકમ કર્યો હતો જે કોઈ એ રેસમનુ કપડું પેહેરવુ નહી, પણ પચ્ચાડેથી સોખીલા શાહનશાહ હીલાઓ ગેબલસ તે ધારો રદ કરીને પોતે રેસમનો પોશાગ પેહેરવા લાગો. એ ઊપરથી તાંહાં મોહોટો ખપ નીકલવાથી ઇરાનને રસતે તે તરફ રેસમનો મોહોટો વેપાર ઊઘડીઓ હતો. યુરોપમાં રેસમની ઊતપતી કરવાની સરૂઆત ઇસવી સને ૫૫૦ નાં સાલમાં થાઈ હતી. તે એવી રીતે કે ચીન તરફ ઇરાંનનાં બેએ ફકીરોએ રેસમની બનાવત જોઈ હતી તેઓ પાસે "[illegible]" સાહેએ મોહોટી આજીજી કરી તે ઇંડાં મંગાવીઆં અને તે આવી આથી કાંનસટાંનટીનોપલમાં સેતુરનાં જાહાડ લગાડીને તેઓને ઊગાડવામાં આવીઆ હતાં અને તે દીનથી યુરોપમા તેનો પાક થવા માંડીઓ અને તે રફતે રફતે સુધરતો ગયો. તાંહાંથી એ કળા ગરીસમા ગઈ હતી અને તાંહાથી સીસીલીનાં [illegible] ની લુટમાં એ કીડા અને રેસા લુટી ગયો હતો જેથી તેની

આ, સીલાંન, ફ્લોરંનસ અને ઇટલી તરફ તેનો પાક ફેલાયો. હાલ યુરોપખંડમાં ઇટલી અને ફરાંનસમાં રેશમ પાકે છે. હીંદુસથાંન માં બંગાલ તરફથી થાએ છે તોબી ખુદ ચીનાઈ રેશમની બરો બરી હજુર કોઇથી થાતી નથી. ઇંગલંડ અને ફરાંનસમાં હાલ રેશમનાં મોહોટાં કારખાંનાંઓ છે, જેઓનો મુખીઆ માલ હજુર ચીનથી જાએ છે. ચીનાઈ રેશમી કાપડ હજુર રંગમાં, વનતમાં, જલકમાં, અને ટકાઊપણું તથા સોભામાં યુરોપની બનાવતને ટકર મારે છે. રેશમનો વેપાર ચોનની વસતુઓમાં મોહોટો છે. ચીનાઈ રેશમ ઘણી જાતનુ આવે છે.

Silver. (સીલવર) રૂપું. એ ઘણીજ સફેદ ચલકતી ધાતુ છે અને તે સુનાં કરતાં કીમતમાં ઊતરતી બીજી ધાતુ છે. મેકસીકો, પીરું, જેપાંન, હંગરી, સાકસની, અને એશીઆટીક રશીઆમાં એની ખાંન છે. એ સીકાનાં અને જરીઆંનનાં કાંમમાં આવે છે.

Slate. (સલેટ) એ નાંમનો એક નરમ પથર. એ વેહેરાઈ સકાએ છે અને તે ઊપરથી ઘરના છાપરાં ઊપર નાખવાનાં કાંમમાં આવે છે. ઇંગલંડ મધે કારનવલશાએરમાં એ પથરની મોહોટી ખાંન છે. એ સવાએ બીજા ઘણાં મુલકોમાં છે, પણ વાંહા તેનો ઊપીઓગ ન થવાથી ખોડાતી નથી. આ પથરની બચાંઓને લખવાની "સલેટ" બનાવવામાં આવે છે.

Snuff. (સનફ) તપકીર. તમાકુ ઊકાલીને કીધેલી ભુકી. સુંગવાનાં કાંમમાં આવે છે. દુનીઆંનાં ઘણા ભાગોમાં એનો ખપ છે. યુરોપમા એ સાથે બીજી શુગંધી ચીજો મેલીને તહરેવાર તપકીર બનાવીઆમાં આવે છે.

Soap. (સોપ) સાબુ. સાબુ બેએ જાતનાં આવે છે. નરમ અને સકત. નરમ સાબુમાં પોટાસ અને ચરબી, અને બીજાં તેલો ભરવામાં આવે છે. અને સકત સાબુમાં બીજી ચીજો સાથે પોટાસને બદલે સોડા ભેરવામાં આવે છે. ભરૂચ અને ગુજરાતમા પણ સાબુ બનાવે છે પણ તે ચાંમડી સાફ કરવાનાં કરતાં મેલાં ક

પણ ધોવામા વધારે ઉપીઓગી થાઈ પડે છે હીંદુ ગને આત ના જે લોકો માસનો ઓગક ખાતા નથી તેઓમા વેનાતી સાબુ નો ઉપીઓગ વધારે ફેલાવવાની મતલબથી ઇંગલડના કેટલાક કારખાનાવાલાઓ (મેણા સાબુ જે બનાવે છે તેમાં ચરબી ના ખતા નથી અને તેને તેઓ Vegetable Soap (વિજીતેબલ સોપ) ઈઆને આઝુપાનામાથી બનાવેલો સાબુ કહી કેહે છે.

Soap stone (સોપઈસટોન) સંગજીરૂં. એક જાતની નરમ અને ચીકની ધાતુ—ઈંગલંડ કોરીકામના વાસણોના કારખાનાઓમા તેનો મોટો ખપ છે

Soap nuts (સોપ નટસ) અરીથાં એક જાતના બોર જેના કાચા લીલા આનાવા હોએ છે મનાદ લગાર મીઠો તેમજ કડવો હોએ છે તેનો વાસ અલીઝણી પાઝી ગએલા કેરીનો જેવો આવે છે પાણીમા બોલીને હાથ ઉપર ઘસવાથી સાબુની માફક ફીણ નીકલે છે, જે સાબુની ગરજ સારે છે અને તે ઉપરથી તેને "સોપ નટસ" કેહે છે.

Soda. (સોદા) એ નામનો એક ખાર છે એ ઘણી તહરેથી મલે છે. કેટલેક ઠેકાણે જમીમાથી ખુદરતી નીકલતા બીજા તતવો સાથ મેનાએલા મલે છે જહાડપાણની કેટલીએક ગઓ બાનવાથી મલે છે. આપણા નીમખમાથી મલે છે એ ઘણી રીતે કામ આવે છે. સાબુ બનાવવામા, રગ આનવામા અને કાચ બનાવવામા પુશકલ ખપે છે. બીજા તતવો સાથ મેનવાથી એની પુશકલ મેલવણી થાએ છે

Spelter (સપેલટર) જસદ. જુઓ Zinc. (ઝીંક)

Spermaceti (સપરમેસટી) મગરમછના ભેજામાથી કાહાડેલુ એ નામનુ તેલ. એ મીનબતી બનાવવાના કામમા આવે છે. કેહે છે કે એક મગરમછના ભેજામાથી ૧૨ પીપ તેલ નીકલે છે ।

Spices. (સપાઈસીસ) મસાલો સઘલી જાતના ખાધાનાં કામમા આવતા કરીઆનાને આએ નામ આપવામા આવીઉં છે.

Spikenard.(સપાઈકનારડ) જેઠામાસી. એક જાતનાં લગાર કાલા રંગનાં મુલીઆં. તેનો વાસ મજબુત અને સારો હોએ છે. એનાં રોપા હીંદુસથાંનની ઊતર તરફનાં પાહાડોમાં ઊગે છે. ઈરાંનના અખાતથી પણ એનાં મુલીઆં આવે છે.

Spinel. (સપાઈનલ) એક જાતનો કીમતી પથર. એ (Ruby) રુબી ઈઆને માણકની જાતનો આવે છે. તે લાલ જાંબુરો, અથવા પીલા રંગનો આવે છે. કોઈ કાલા રંગનો પણ મલી આવે છે. મુખીઅ કરીને યુરોપમાં સવીડન ખાતે, હીંદુશથાંનની નજદીક સીલાંન ખાતે અને મલાઈ દેશમાં મલે છે. લાલ રંગનો સરવેથી કીમતી કેહેવાએ છે.

Spirits. (સપીરીટસ) સંઘલા સનગો ઊડે હેવી જાતનાં ગાલેલા દારૂ.

Spirit of Wine.(સપીરીટ આફ વાઈન) જુઓ Alchohol. (આલકોહોલ).

Spirits of Harts horn. (સપીરીટસ આફ હારટસ હારન) પાણીનાં જેવી વગર રંગની, ઘણાજ સખતવાસની અને જીભ બાલી નાખે એવા સવાદની એક દવાઈ. વૈદક શાસતરની એક ઊપીઓગી દવા આ કેહેવાએ છે. એ દવા ઘણી વેલા બેસુધ થએલા માણસોને સુંઘાડવાનાં કાંમમાં આવે છે.

Spirit of salt. (સપીરીટ આફ સાલટ) નીમખનો તેજાબ. એને Muriatic Acid (મીઊરીએટીક આસીડ) ને નાંમે પણ ઓલખે છે. ગંધકનો તેજાબ અને સાદાં નીમખમાથી આ તેજાબ કાહાડે છે. ઘણુ કરી પીલા રંગની આવે છે. વાસ નાપસંદ ઘણોજ ખાતો, અને તે દવાઈમાં વપડાએ છે. આ તેજાબ ધાતુને પીગલાવી શકે છે. જુવો Acid (આસીડ).

Spirits of Vitriol.(સપીરીટસ આફ વીટરીઅલ)ગંધકનો તેજાબ.

Spogel Seed. (સપોગલ સીડ) ઈસપગુલનાં બીઆં. હીંદુસથાંનનાં માંહેલા પરગણાંઓમાં, અને ગુજરાત તથા ઈરાંન તરફ ઊગતા એક જાતનાં રોપાના બીઆં, જે ખાવામાં ઘણા ઠંડા હોએછે.

જે દરદીની ગરમીની દેહ હોએ છે તેને ઠંડક આપવા સારૂં આ બીઆં દેશી હકીમો અને હાલમાં યુરોપીઅન વઈદો પણ વાપરે છે. પરમાનાં દરદ ઊપર આ બીઆં ઘણાંજ ગુણગારાં માલમ પડીઆં છે. મુંબઈમાં આવતાં બીજ ઈરાની અખાત અને ગુજરાતથી આવે છે.

Spongo. (સપંજ) વાદલુ. મેદીટરેનીઅન અને ઇનડીઅન માહાસાગર માંહેલા ખડકો ઊપર વલગી રેહતી એક જાતની લીલ જેહેવો પદારથ, જે ઘણોજ હલકો, નરમ અને પાણી ચુસી લે તેહેવો છે. પેહેલાં લોકો ધારતા હતા જે એ પદારથ કાંઈ જાહાડપાંનને લગતો છે પણ પછવાડેથી તપાસ થતાં માલમ પડીઉં છે કે એ કાંઈ પરાંણી વસતુથી બનેલું છે. ગરીક આઈલેંડમાં નાધલા છોકરાઓ છેક ડુબકી મારીને ખરાબા ઊપરથી એ કાહાડે છે. એ ખરાબાને ઘણી મજબુતીથી વલગી રેહે છે. એ વાહાડકાનાં તથા છારખાંનાંનાં તથા બીજાં કામોમાં આવે છે અને સુખીઆ કરી અમીરનાંમાં મલે છે.

Squills. (સકુવીલસ)એક જાતનાં સપેનનાં કીનારા તરફ ઊગતા કાંદા. જે નાંહાનામાં નાહાંના માણશની મુઠી જેટલા અને મોટામાં મોટા બચાનાં માથાં જેટલા થાએ છે એના મુલીઆનો વાસ ઘણોજ ખરાબ,અતીશય કડવો અને ચાંમડી ઊપર ઘસવાથી અગણ ઊઠે છે. એને કોઈ વેલા Sea Onion(સી અનીઅન) નાં નાંમથી પણ ઓલખે છે.

Squill (Indian) સકુવીલ (ઈનડીઅન)જંગલી પેઆજ. આરબ લોકો એને અનશુલ કેહે છે. એના મુલીઆં આકારમા અને ખુશ્બુ રંગતી ગુણમાં ઊપલા કાંધને મલતાં આવવાથી આ નાંમ તેને આપીઉં છે. ઊરર જણાવેલી જાતના કાદા કરતા તે નાહાનો પણ આકારમા વધારે ગોલ હોએ છે. તેનો સવાદ કવડો, નાસતુ અને તીખો હોએ છે. ઘોડાના ડાકટરો અને નાલ મારનારાઓ એ જાનવરોને થતા એક જાતનાં તાવની ઊપર તેમને ખ

વડાવે છે. હીંદુસ્થાંનનાં નીચલા ભાગોમાં દરીઆની નજદીક
ની જમીનમાં આ કાંદા ઊગે છે.

Star Anise.(સતાર આનીસ) બાડીઆન. જુઓ Anise Star
(આનીસ સતાર).

Starch. (સટારચ) કેટલાંએક જાહાડોનાં બીજ અને ફુમલાં દાંખરાંમાં
થી તેમજ ઘહુંનાં આટા તથા પપેટામાંથી કાહાડેલી એક જાતની
ભુકી. એ હોનરનાં કાંમમાં તથા બાલને લગાડવાનો પાઊડર બ
નાવવાનાં તથા કપડાંને હાર દેવાનાં કાંમમાં આવે છે. ગરમ પા
ણીમાં તે જલદીથી પીગલી જાએ છે.

Stearin. (સતીરેન) જાનવરોની ચરબીનો વધારે કઠણ ભાગ. એ
માંથી એક જાતની આસીડ બનાવવામાં આવે છે, જે ચલકતી,
સફેદ, પાસાદાર ગાંગરાવાલી હોએ છે. તે સાબુ તથા મીનબતી
બનાવવામાં ઘણીજ ખપ લાગે છે. ચરબીનાં વધારે નરમ ભા
ગને Elain (ઈલિન) કરી કેહે છે.

Steatite. (સતીટાઈટ) સંગજીરૂં. જુવો Soapstone(સોપસટોન).

Steel. (સટીલ) તીખું લોહોકું. લોહોકું અને કારબોનની મેલવણીથી
થાએ છે. એ જાત ધારદાર હથીઆરો બનાવવાનાં તથા બીજાં
લોહોડાંનાંજ જેહેવાં કાંમમાં આવે છે. એ લોહોડાં કરતા સખ
ત છે અને તેથી ઘસારાનાં કાંમમાં વધારે વપડાએ છે. પણ લો
હોડાં કરતાં કકરૂં હોવાથી જલદીથી ભાગી જાએ છે. તીખું લો
હોકું કાંનસથી જલદીથી ઘસાતું નથી, તે કાચ કાપી સકે છે, ચ
કમક સાથે ઘસવાથી આતસની ચીંગારી પડે છે. છરી, કાટા,
તરવાર, અસતોરા તથા ડાકટરનાં હથીઆરો વીગરે આ ધાતુનાં
બનાવે છે.

Stockings.(સટાકીંગસ) સુતર તથા રેશમનાં ગુંથેલાં (અને સીવેલાં) પગ
નાં આખાં મોજાં. અરધાં મોજાંને Hose (હોઝ) કરીને કે
હે છે.

Storax. (સટોરાકસ) અસેતરક. એક જાતની બાલસમ. એ લીવાંટ
અને યુરોપની દખણીણ તરફથી આવે છે. રંગ લાલ હોએ છે.
દવાઈનાં કાંમમાં આવે છે.

**Storax Liquid.** (સ્ટોરાકસ લીકવીડ) સેલારસ. એક જાતનાં ઝાડ માંથી ઊતપન થાએ છે અને સુએજ તથા આરબસ્તાનથી આ મડાંનાં દબગાઓમાં આવે છે અને અતરેથી આસરે ચાર ગેઆલન માંએ એવાં પીપોમાં ભરી ઈંગલંડ ખાતે મોકલવામાં આવે છે. જાંહાં તેને Rose mallows (રોઝ મેલોઝ) ને નાંમે ઓળખે છે. "વનીલા" નાંમની જે વસ્તુ આઇસ્ક્રીમ બનાવવાનાં કાંમમાં વાપરે છે તેને મળતો વાસ આ પદારથનો છે.

**Succory or Chiccory.** (સકોરી અથવા ચીકોરી) ઇંગલંડમાં થતા એક રોપાનાં મુળીઆં જે ઊકાળી કાફીની માફક પીવામાં આવે છે. જુઓ Chicory (ચીકોરી).

**Sugar.** (શુગર) ખાંડ. આપલ, બીટરૂટ, બરચ, પારસનેપસ, ખજુર. અને બીજાં ઘણાંએક મીઠાં ફલોનાં રસને જો સુકવીઓ અથવા ઊકાલીઓ હોએ તો ખાંડ બને છે પણ તે સઘલાંમાં સેરડીમાંથી બનાવવાને ઘણુંજ સવલ અને સસ્તું પડે છે. ખાંડ પેહલવેહલી ચીનમાં અને હીંદુસથાનમાંજ બનતી હતી અને બીજા હોનરોની માફક પછવાડેથી બીજા દેશોમાં બનવા લાગી છે, તોબી આજે સઊથી મોહોટો જથો ત્યાંહાંજ થાએ છે. યુરોપનાં તે વખતનાં જંગલી લોકો ખાંડ કેમ બને છે. તે જાણતા નહી હતા અને ખરીસ્તી સનેની ૩૨૦ વરસ અગાઊ હેતું ધારતા હતા જે હીંદુસથાનમાં બરાં જેહવાં લાંબાં ઝાડોમાં મધ બંધાએ છે તે નીચવી કાહાડવાથી ખાંડ થાએ છે. વલી સીકંદરે જે મોહોટા આડમીરાલને દુનીઆં જોવા મોકલીઓ હતો તેહને પોતાનાં બાહાદશાહાને હેવો રીપોરટ કરીઓ હતો જે હીંદુસથાનમાં એક જાતનાં બરાંમાં મધમાખ વગર મધ બંધાએ છે. પલીની નાંમનો અસલી લખનાર હેવું લખી ગયોછે કે નેતર અને બરાંનાં રસમાંથી મધ કાહાડવામાં આવે છે તેનો જુકો નીમકનાં જેહવો છે અને કોઈવાર ગુંદર જેહવા કટકા આવે છે. સાકર ઊપરથી તેને ગુંદરનો અટકલો કાહાડીઓ હશે. ખાંડ અને સાકરનો આપ

ણું વડવાઓ સ્વાદ લેતા હતા તારે યુરોપનાં આપણાં જંગલી પ ડોસીઓ તે ઊપર અગનેઆંનપણેથી ઊપલી કીસમની અટકલો કરતા હતા. સારાસનસ લોકોએ જારે રોડસ, સીસીલી અને સાઈ પરસ ફતેહ કરીશું તારે તેઓએ તાંહાં સેરડી ઊગાડીને સાકર કાહાડી અને તારથી ખાંડ અને સાકર યુરોપ ખંડમાં ફેલાવા માંડી. હાલ ખાંડ ચીન અને બંગાલ પરાંત સવાએ મોરીસ, મેકસીકો અને બીજી ઘણીએક જગાએ બનાવવામાં આવે છે. ખાંડની બનાવત તથા રંગ ઊપરથી તેનાં કેટલાએક વીભાગો થયા છે અને તેનાં નાંમ નીચે પરમાંણે છે.

લાલ ખાંડ Brown Sugar (બરાઊન શુગર).
સાકરીઆ ખાંડ Clay Sugar (કલે શુગર).
સોજી ખાંડ Refined Sugar (રીફાઈનડ શુગર).
સાકર Sugar Candy (શુગર કેનડી).

Sugar Canes.(સુગર કેન) સેરડી, ગંડેરી. સેરડીનાં બામણુની માફક લાંબા સાંતા થાએછે જે ઊં ચાઈમાં ૮ થી ૧૨ ફીટ શુધી અને જાડાઈમાં એકથી ૧૫ ઈંચ શુધીની થાએ છે.

Sugar Coarse.(શુગર કોરસ) ગોલ. જુવો Jagree or Molasses (જાગરી અથવા મોલાસીસ).

Sulphate of Copper.(સલફેટ આફ કાપર) મોરથુથુ. જુવો Blue Copperas (બલુ કોપરાસ).

Sulphate of Iron.(સલફેટ આફ આએરન) હીરાકસી. જુવો Green Copperas (ગરીન કોપરાસ).

Sulphate of Lime.(સલફેટ આફ લાઈમ) ચુનાનો ખાર. જુવો Gypsum (જીપસમ).

Sulphate of zinc.(સલફેટ આવ ઝીંક)સફેદ તુતીઆ.જુવોWhite Copperas (વાહીટ કોપરાસ).

Sulphur or Brimstone.(સલફર અથવા બરીમસટોન) ગંધક. આ એ પદારથ એક ઘણો સખ્ત, કકરો, અને લીલાસ ઊપર આ

વના પીળા રંગનો છે. એનો પેહેલ કસો વાસ નથી અને મ
ખાદ પણ પ્રીકો હોય છે. બાલવા પછી તેમાંથી ઘણો ખરાબ
વાસ નીકલે છે. દરિલી અને સીસીલી તરફ તેની મોહોટી ખાંણો
છે જાંહાથી તે ખોડી કાહાડવામાં આવે છે. એ હોનર અને બ
નાવવનાં કાંમમાં તહરેવાર રીતે આવે છે તેમજ દારુ ગોલો બના
વવામાં તેનો મોહોટો ખપ છે. સોજી ગંધક તેનાં ચલકતા પીળા
રંગ ઊપરથી ઓલખાએ છે. તે જલદીથી સલગી ઊઠે એવી હો
એ છે, બલતું સાફ અને ખુલલુ બલે છે, અને બલવા પછી
કાંઈબી પદારથ બાકી રેહેતી નથી. જે દેશોમાં જ્વાલા મુખી પ
ર્વતો હોએ છે તાંહાં ખુદરતી એની ખાંણો મલી આવે છે. બી
જી જગાઓ ઊપર મલી આવતી ગંધક આકસીજન અને પરથુ
રણ ધાતુઓ સાથે મિલાએલી મલે છે.

Sulphuric acid. (સલફીઊરીક આસીડ) ગંધકનો તેજાબ. એ પ
ણ ઘંધલા કારખાંનાં અને બનાવતમાં કાંમ આવેછે. એને ગં
ધકનાં તેલને નાંમે પણ ઓલખે છે. એ વગર રંગનો, તેલનાં
જેવા ઘાટો, તીખો તેમજ અતીશય ખાતો હોએ છે. આ આ
સીડ પેહેલાં હીરાકસીમાંથી ઊતપન કરતા હતો પણ હમણાં આઠ
ભાગ ગંધકનાં અને એક ભાગ શુરોખારનો મેલીને ચોકસ રી
તેથી રસાયણીઓ બનાવે છે. દવાઇમાં એનો મોટો ખપ છે.

Sulphur crystalyzed. (સલફર કરીસતલાઈઝડ) આમલસરા. ગંધક
ને તાવીને પાછા ગાગરા બાંધેછે તેને આ નાંમ આપવામા આ
વીઊં છે.

Sumac. (શુમાક) ઇટાલ અને સીરીઆ દેશમાં થતો એક જાતનો છોડો
જેના પીલાઓ કાપીને સુકવીઆ બાદ ભુકો કરે છે. જે ચામડી
સાફ કરવા તથા રંગવાનાં કામમા આવે છે.

Suweet Rush (સુવીટ રશ) એક જાતનુ ઘાંસ જુવોLemon Grass
(લેમન ગરાસ) લીલી ચાહ.

Suweet Flag. (સુવીટ ફલાગ) ઘોડાવછ. વેનકંડ. જુવો Acorus
(એકોરસ)

## T

Tabasheer.(ટાબાશીર) વાસંલોચન અથવા વાંસકપુર. આએ એક બહુ રંગ ઊપર આવતી સફેદ હલકી પદારથ જે બામબુની માંદા જાતમાંથી મલી આવે છે તેનો ખુદરતી ગુણ અજબ જેવો છે. જોકે વનસ્પતીની પેદાસ છે તોબી આસીડની તેનાં ઊપર અસર થાતી નથી, આગમાં બલતી નથી અને આરની સાથ પીગલાવ વાથી એક જાતનો કાચ બને છે. ઇરાંનીઓ, આરબો અને હીંદુઓ કઊઅત આપનારી દવાઈ તરીકે વાપડે છે. મુંબઈમાં ઘણું કરીને સીંગાપોરથી આવે છે. થોડોક જથો મલબાર કોસ્તાથી પણ આવે છે. બાંમબુમાંથી મલી આવવાનાં સબબથી એને Sugar of Bamboo (શુગર આફ બામબુ) ને નાંમેથી બોલએ છે.

Tacamahac.(ટાકામાહાક) એ નાંમની અમેરીખંડમાં થાતી એક જાતની રાજમ. એનો વાસ લવંડર અને કસતુરીનાં જેહેવોછે અને તે આલકોહોલમાં પીગલે છે. એ દવાઈનાં અને હોનરનાં કાંમમાં આવે છે. પાણીની તેની ઊપર મુદલ અસર થતી નથી.

Talc. (ટાલક) અબરક. એક જાતનો થોડો ઘણો પારદરશક પદારથ જે "માઇકા" જેહેવો લાગે છે. એ ઘણો ચલકતોછે અને હીંદુસથાનમા તાબુતો બનાવવાનાં કાંમમા અને ચીનમાં બારીઓને કાચને બદલે જડવાનાં કાંમમાં આવે છે.

Tallow. (ટાલો) ગાલી કાહાડેલી ચરબી. જાંનવરની ચરબી તાવીને ગાલવાથી બને છે. ઇંગલંડમા એનો મોહોટો ખપ છે, સાબુ અને મીણબતીનાં કારખાંનાંઓમાં અને બીજી ઘણી રીતે એ ખપે છે. એ ઘણુંકરી રૂશીઆ તરફથી આવે છે.

Tamarind.(ટાંમેરીંડ) આંમલી. ઇજીપ્ટ અને વેસ્ટ ઇનડીસ, મીસર, અને આરેબીઆમાં ઊગતાં એક જાહાડનાં ફલ. એ ખાધાનાં અને દવાઇના કાંમમાં આવે છે. વેસ્ટ ઇનડીસમાં લીલી આંમલી ને જાહાડ ઊપરથી તોડીને તરતજ પીપમાં ભરવા પછી ઊપરથી ગરમ સીરો નાંખે છે. ઇરાનીઓ આંમલીનું શરબત બનાવે છે.

Tamarind Stone.(ટામેરીંડ સટોન)ચીચોશે. આંમલીનો ઠલીઓ.

Tapioca. (ટાપીઓકા) અમેરીકામાં ઊગતા એક જાહાડનાં મુલીઆને નીચવીને તેમાંથી સફેદ રસ કાહાડીને તે સુકવીઆથી થાએ છે. દરદીઓને હલકા ખોરાક તરીકે એની કાંજી પાવામાં આવે છે.

Tar. (તાર) જુઓ Pitch (પીટચ).

Tartar. (ટારટર) દારૂનો ઠગે. જુઓ Argol.

Tartaric Acid.(તારતારીક આસીડ) ગાઇન દારૂનાં ઠગમાંથી બનાવેલો ખાર. જુવો Argol (આરગોલ).

Tea. (ટીઈ) ચાહે. ચીનનાં વેપારની મુખીઅ વસતુ ચાહે. ચીન તરફ થતાં તરણથી ૭ ફીટની ઊંચાઈનાં એક જાતનાં જાહાડનાં પાતરાં છે. એ જાહાડનાં ફુલ વેલાની ચાંપાંનાં જેહેવાં પણ સફેદાઈપર આવતાં પીલા રંગનાં હોએ છે. ચાહેની અસર માંણસને હુશીઆરી આપનારી છે અને હેવી હુશીઆરી આપનારી કેટલીએક ચીજોની માફક તેની ખરાબ અસર થાતી નથી. ચીનમાં વેપારને માટે થાતી ચાહે મુખીઅ કરીને ફોકીન, કનતાન, કીએગનાંગ, કાંએનસી અને ચીકાંગ પરગણાંમાંજ થાએ છે. એ વનરોગે જેપાંન, કોચીન ચાઈનાં અને આવા તરફ તથા ચીનનાં બીજાં પરગણાઓમાં તથા હીંદુસથાંનમાં હવડાં હવડા આસાંમ અને કાચાર તરફ થાએ છે. પણ તે સંધલી ચાહે ઊપલાં ચીનાઈ વરગના કરતા ઊતરતી કીસમની હોએ છે.

ચાહે ઘણા વરગની થાએ છે, પણ તેઓના મુખીઅ વરગ બેએ છે. કાલી અને લીલી. લીલી ચાહેમાં—ગનપાઊડર, ઈમપીરીઆલ હમ ઈસન,ઈઅંગ હાઈસન, હાઈસન અને ચુઆનકી પાંચ જાત છે. કાલી ચાહેમાં—પીકો, સાઊચાંગ, કોનગો અને બોહીઆ મલી ચાર જાત છે. એઓમાં જે નાંમો પેહેલે આવેલા છે તે તેની આગલનાં નાંમની જાત કરતા સારી જાતોના છે.

અમલના ગરીક અને રોમન લોકો તેમજ યુરોપનાં તે પછીનાં રાજવાલાઓ ચાહે શીથી કહ્યું.જાંણતા નહી હતા. પણ સને૧૬૦૫ નાં સાલમાં વલંદા લોકો થોડીક ચાહે લઈ ગયા ઊપરથી યુરોપમાં તે દાખલ થાઈ હતી; અને ૧૬૬૦ નાં વરસમાં ઇંગલંડમાં સેજ સાજ ચાહે વેચવાનાં કારખાંનાં નીકલીઆં હતાં અને સને૧૬૬૪ નાં વરસમાં તેની એટલીતો ઊકમાઈ હતી કે ઇસ્ટ ઇનડીઆ કંપની વાલાઓએ ઇંગલડનાં રાજા બીજા ચારલસને ભેટ કરવાને સારૂ બેએ રતલ ચાહે ખરીદ કરી હતી અને તેઓએ પેહેલ વેહેલો સોદો માતરે ૧૦૦ રતલનો ચીનથી મંગાવીઓ હતો. એ પછી ચાહે પીવાની ચાલ ઇંગલંડમાં નીકલી હતી. ચીનાઓ ચાહેને કાચાં પાંણીને ઠેકાંણે વાપરે છે, એટલુંજ નહી પણ તેઓ કાચું પાંણી પીતા જણાયાબી નથી. સંઘલાં ઘેરો, હાટીસો, દુકાંનો, નીશાલો, અને કારખાંનાંઓમાં આખો દાહાડો ચુલા ઊપર કીટલી અને પેઆલી નજરે આવે છે. હીંદુસથાંનમાં તે કારે ફેલાઈ તેની માંહાં ભાએગે કાઈબી નોંધ નહી હોવાને લીધે માલંમ પડી સકતું નથી પણ તે તરફ પારસીઓનાં વેપાર પછીજ મુંબઈથી તેનો ફેલાવો થાયો હશે, સબબ બીજાં ગાંમોમાં કે બીજી ગણેઆતમાં ચાહે પીવાનો રવઈઓ પારસીઓ જેટલો લાંબી મુદતનો અથવા સાધારણ થાઈ પડેલો દીસતો નથી. આવા તરફ ચાહેનાં અથાર અને મુરબો કરવામાં આવે છે.

જેહેવી રીતે હીંદુશથાંનમાં આસામમાં અને કાચાર તરફ ચાહેનો પાક કરવાની કોશિસ થાએ છે, તેવી રીતે જાવામાં અને પીરૂમાં પણ થાએ છે. ચાહે મુખીએ કરીને પાહાડી જગા ઊપર સારી ઊગે છે.

Teak wood or Indian Oak.(ટીકઊડ) સાગ. આ લાકડું હીંદુસથાંનનાં સંઘલાં લાકડાંમાં મજબુત ગણાય છે એટલુંજ નહી પણ બીજાં દેશનાં લાકડાંઓની બરોબરી કરનારૂં છે. મલબાર તરફ થતો સાગ સંઘલાંમાં સરસ અને મજબુત છે તેથી ઊતરતો

જાવામાં થાએ છે, તેથી ઊતરતો બરમાંનો છે. એ લાકડું ઘણું
જ ટકાઉ અને મજબુત છે. લાંબા દહાડા ટકે છે અને પાણી
થી નબલું થાતું નથી.

Teasel or Fullers Thistle.(ટીસલ) આ એક કાંટાદાર જાહાડ છે
અને કપડાંઓનાં રૂઆં તુપવા તેને સાંચામાં ગોઠવવાનાં કાંમ
માં ઘણું આવે છે.

Tejbal. (તેજબલ) આ શબ્દ ગુજરાતી છે. ઊતર હીંદુસથાંન તરફ
ઊગતો એક જાતનો રોપો જેની ઊપર થતી કલીઓ અને બી
આંને તેજબલ કેહેછે જે તાંહાંનાં રેહેવાશીઓ દાંતદુખવાનાં ઊ
પાયમાં કાંમે લગાડે છે. તેનો વાસ ગરમ મસાલેદાર અને તી
ખાં મરીના જેવા હોએ છે. તેની છાલમાં અને જાડનાં બીજા
ભાગોમાં પણ એવોજ ગુણ હોએ છે.

Tellicherry Bark.(ટેલીચરી બારક) ઈંદરજાનાં જાહાડની છા
લ. એ જાહાડો ટેલીચરીમાં જથાબંધ ઊગવાથી એ નામ તેને
મલીઉં છે. એને *Conesi Bark*(કોનીસી બારક)ને નાં
મે પણ ઓલખે છે. જુવો Conesi Seed(કોનીસી સીડ).

Terra Japonica. (ટેરા જેપોનીકા) ખાવાનો કાથો. જુઓ Cata
chu (કેટેચુ).

Thidace. (થીડેસ) જુવો Lactucarium (લાકટુકેરીઅમ).

Thorn apple.(થારન આપલ) ધતુરાનાં ફલ. (એની નીચેનો શબ્દ
જુવો).

Thorn apple seed.(થારન આપલ સીડ) ધતુરાનાં બીજ. આ રો
પો જે હીંદુસથાંનમાં સાધારણ છે, તે તેનાં ચોકસ વાસ ઊપરથી
તુરતી ઓલખી શકાએ છે. એ રોપાનાં દરેક ભાગમાં દવાઈનાં
ગુણો હોએ છે. એનાં બીજ લગાર ભુરા અથવા કાળાં રંગનાં,
ચપતાં, માણસનાં ગુડદાનાં આકારનાં, કડવા સવાદનાં હોએ છે.
હાથે ચોલવા અથવા બગરવા વગર વાસ આવતો નથી. ચોરી ક
રનારાઓ અને બીજા નીચ નીશટાનાં માણસો પોતાની મતલબ

સાંધવાને સારૂં ધતુરાનાં બીજ મીઠાઈમાં મેલીને ખવાડી માંણુ સને બેભાંન કરી નાંખે છે. એ બીજ જોકે નુકશાનકારક નથી તોપણ મોટા જથ્થા ખાધામાં આવીઆ હોએ તો માણસ મરણ પાંમે છે. દમથી બેજાર થઈ રહેલા માંણસોને માંટે ઘણાંએક યુરોપીઅન કાબેલ વઈદો એવી ભલામણ કરે છે કે ધતુરાનાં સુલીઆં, તેનાં સુકાં પાંતરાં, તેની કલી અને બીઆંને સાથે મેલીને ભુકો કરી તેની બીડી પીવી ઇઆને તેનો ધુમાડો મોહાડાં વાટે દમ લેવો. આ ઉપાએ કરવાને પારસીઓ પોતાનાં ધરમની રૂહે આંચકો ખાએ છે તેમને માંટે એ વઈદો કેહે છે કે મોહાડાં વાટે નહીતો પોતાનાં નાંખ વટે દમ ઉપર લેવો.

**Thread.** (ઠરેડ) દોરો. રૂઇમાંથી સાંચાની મારફતે બનાવે છે.

**Tiles.** (ટાઈલસ) નલીઆં. માંટીનાં બનાવે છે અને ઘરોની ઉપર ઢાંકવામાં આવે છે.

**Timber.** (ટીમબર) હરેક લાકડાંનાં મોહોટા કટકા.

**Tin.** (ટીન) કલલાઈ. રૂપાંનાં રંગની,પણ નરમ અને કદી પણ કાટ નહી ખાઈ જાએ, હેવી આ એક ધાતુ છે. એની ખાંન ઘણું કરીને મલઈ કોમ્રટા, અને ચીનમાં છે. એ કોઇવાર તરાંબાં અને લોહોડાં સાથ મેલાએલી અને કોઇવાર છુટી મલે છે. એ ધાતુ બીજી ધાતુઓ સાથે મેલવાનાં કાંમમાં આવે છે તેમજ બીજી ધાતુઓ કાટ નહી ખાએ માટે એનુ પર દીધામાં આવે છે. એ વલી રંગનાં કાંમમાં પણ લગાડીઆમાં આવે છે, કલઈ પેહેલાં ઇંગલંડ તરફ હતી અને તેને ઇંગલંડનું નાંમ મલવાનાં જમાંનાંની આગમચ લોકો તે દેશને "ટીન આઈલંડ" એટલે કલાઈનો ટાપુ કેહેતા હતા. મુંબઇમાં આવતી કલાઈ સીંગાપોર અને લંડનથી આવે છે. યુરોપનાં ઘણાક ભાગમાં તેમજ મેકસીકો તરફ પણ તેની ખાંન છે.

**Tincal.** (ટીનકલ) ટંકન ખાર, કડીઓ ખાર. જુઓ Borax.

Tincturo of Opium,(ટીનક્ચર આફ ઓપીઅમ) અફીણનો અરખ. જુવો Laudanum (લાડેનમ).

Tin Foil. (ટીન ફોઈલ) બેગડ. કલાઈનું ચુંપરૂં. પારાની સાથે આ ધાતુની મેલવણી કરવાથી જે પદારથ બને છે તે કાચની ઊપર લગાડવાથી આરસી બને છે.

Tobacco. (ટોબાકો) તંબાકુ. અમેરીકા અને હીંદુસથાંન તથા બીજા મુલકો ઊપર થાતો એક જાતનો પાલો. એ તાજો તોડીઓ હોએ તો કાંઈ વાસ આવતો નથી, પણ સુકાયાથી તેમાંથી ભભુકદાર વાસ નીકલે છે. તંબાકું દુનીઆમાં કીઆરથી વપરાસમાં આવીઓ તેની કસી ચોકસ નોંધ મલતી નથી, પણ અમેરીકા દેસની સોધ થવાની આગમચ ચીનમાં તંબાકું ખાંવાની ટેવ હતી અને તાંહાં ૮, ૧૦ વરસનાં નાંહાંનાં છોકરાંઓનાં કપડાંમાં તંબાકું રાખવાને ખરુસ કરીને એક નાથલી કોઠલી લટકાવવામાં આવતી હતી, તથા તંબાકું પીવાની ચીલમ તેઓમાં પેહેલી હતી તે સાથે તંબાકુંનાં લીલાં પાતરાં ચોસી તે પીવાની તેઓમાં અસલથી ટેવ હતી તે ઊપરથી યુરોપખંડનાં લખનારાઓ એમ ધારે છે જે એ ચીજનો ખપ તેઓમા અમેરીકા ખંડની સોધની આગમજ થયો હતો. એજ પરમાણે હીંદુસથાંનમાં પણ એ આદત અમેરીકાની સોધની આગમજ દાખલ થાયલી હતી. પણ યુરોપખંડવાલાઓ એ ચીજને અમેરીકાથી પીછાંનતા લાગા છે. યુરોપમાં પેહેલવેહેલાં ૧૫૬૦ નાં વરસમાં પોરટુગીસોએ તંબાકુંનાં બીજ દાખલ કરીઆં હતાં અને તારપછી તે સપેન અને ફરાંનસમા દાખલ થયો હતો ૧૫૮૬ નાં વરસમાં સર વાલટર રેલીનાં અમલમાં વરજીનીઆ આતે ગયલા ઈંગરેજો ઈંગલંડ ખાતે પાછા ફરીઆ તેઓએ તંબાકું પીવાની ચાલ તાંહાં દાખલ કરી અને ઈંગલંડનાં તે વખતનાં રાજાઓએ ઘણીજ કોશેસ કરી પણ તેનો ખપ અતકીઓ નહી હતો. તંબાકું યુરોપમાં બીડી પીવાનો તથા

તપકીરનાં અને દવાઈનાં કાંમમાં આવે છે, પણ અમેરીકામાં ત
થા હીંદુસથાંનમાં તે ઊપલાં કાંમો વતરોગે ખાધામાં આવે છે.
અમેરીકામાં તંબાકુની એક જાતની મેલવણી કરી મોહોટાં મો
સલાં કરી રાખવામાં આવે છે. જેને ગુરાકો કેહે છે. એની બી
ડીઓને "શીગારસ" કેહે છે. અને તે મનીલા તરફથી સરસ
આવે છે. તંબાકુ હીંદુસથાંન, અમેરીકા, ફરાંનસ અને ઈંગલં
ડનાં બીજાં કેટલાએક મુલુકોમાં થાએ છે. તેમાં અમેરીકાનો
માલ સઊથી સરસ છે.

Toddy. (તાડી) તાડી, તારી, નીરો. નાલીએરી, ખજુરી અને બા
હાર નાંમનાં જાહાડોનો રસ. દંખરાંઓની નીચેનાં જાહાડનાં કુ
મલા ભાગમાં જખમ કરવાથી તેમાંથી નીકલતો મીઠો રસ એક
કાદવનું વાસણ જે તાંહા બાંધી રાખીઊં હોએ છે તેમાં એકઠો
થાએ છે. આ રસ તે તાડી છે. તરત પીધી હોએતો મીઠી અ
ને ખુશકેફ આપનારી લાગે છે પણ તડકાંમાં થોડો વખત રેહેવા
દીધી હોએ તો ખાટી થાએ છે અને તેની કેફ વધારે હોએ છે.
એલચી અને સાકર આગમજથી નાંખવાથી નીરો એકઠો થા
એ છે અને ઠંડીનાં દાહાડા બરી બામદાદનાં વખતમાં પીવાની
બહુ મજાહ પડે છે. તાડીમાંથી આરકનો દારૂ અને સરકો પણ
બને છે.

Toloo Balsam. (ટોલુ બાલસમ) એક જાતની બાલસમ. જુવો
Balsam (બાલસમ)

Tonkin Beans. (ટોનકીન બીનસ) લાંબા અને ગોલ મછવાનાં આકાર
નાં એકથી બે ઈંચ શુધીની લંબાઈનાં બીજ. તેની સપાટી ચી
કાસવાલી હોએ છે અને બાહારની ચામડી કરચલીવાલી હોએ
છે. રંગમા ભુરી, અને વાસ અતી શુગંધી હોએ છે. સવાદ લ
ગાર કડવો પણ ઘણોજ તીખો અને જીભ બાલી નાંખે એવો હો
એ છે. આ બીઆંઓને તપકીરની દાબરીઆમાં સારો વાસ
આપવાને વાસતે રાખવામાં આવે છે. એ સીવાએ બીજો તે
નો ઊપઓગ જણાયો નથી.

Tookmaria seed (ટુકમેરીઆ સીડ) ટુકમેરીનાં બીજ.

Tools. (ટુલસ) કારીગરોનાં સઘળાં હથીઆરો.

Topaz. (ટોપાઝ) પોખરાજ. આ એક હલકી જાતનો કીંમતી પથર છે. એ માણેક અને નીલમનાં વરગનો છે. એ પીલા, કંમળીલા, ગોલાબી, બલુ અને સફેદ રંગનોબી આવે છે. પીળા પોખરાજ વધારે કીંમતી ગણાએ છે. પીલા પોખરાજને બીડી પીવાની નલી જેહેવી "પાઇપ" નાં કુલીઆંમાં થોડી રેતી સાથે મેલીને હલકી ગરમી લગાડવાથી તેનો રંગ ગોલાબી થાએ છે. લાલ પોખરાજ કોઇજવાર મલે છે. બલુ પોખરાજનાં મોહોટા કટકા મલી આવે છે. તેમજ સફેદબી માફકસર મલે છે. એ ઘણું કરીને લાલ સમુદર તરફ તથા બરેઝીલ તરફ મલે છે.

Tortoise shell. (ટારટાઇજ શેલ) કચકડું. કાચબાનું કોટલું. એ કાચબા ઘણું કરીને ઇનિડીઅન આરચી પેલેગોનાં ટાપુ તરફનાં દરીઆવોમા મલે છે જેનું 'કોટલુ' સરવેથી સરસ ગણાએ છે. એ દાબડી, નીબીઆ અને હેવાં નાંધલાં કાંમોની બનાવતમાં ખપે છે. વેસ્ટ ઇનિડીસનુ કચકડું સારૂં છે. હીંદુસથાંનનો માલ ઉતરતો છે. સીંગાપોર તરફ તેની આએઆત તથા નીકાસ મોહોટી થાએ છે. ઇંગલંડ ખાતે ઘણું ખરૂ કચકડું કેપ આફ ગુડ હોપ તરફથી જાએ છે. સારૂ નગું કચકડુ તેની જાડાઇ અને તેના રંગની સફાઇ અને જલકાત ઉપરથી ઓલખાએ છે.

Toys. (ટોએસ) બચાંનાં રમવાનાં રમકડાં.

Tragacanth (ટરાગાકાંનથ) એક જાતનો ઇંગીની સફેદ ગુંદર.

Treacle. (તરીકલ) ગોલ. જુવો Molasses (મોલાસીસ).

Tripang. (ટરીપાંનગ) એક જાતની ઉગમણનાં દરીઆમા થતી માછલી. એનો ચીનાઓમા મોહોટો ખપ છે. જુવો Sea-cucumber (સી કીઊકમબર).

Turbith or Turpith. (ટરબીડ) ઇસ્ટ ઇનિડીસ તરફ થતી એક જાતના જાહાડની જડ. દવાંઇનાં કામમાં આવે છે. એ લાંબી, આર

ણાં આંગળાં જેટલી જાડી, ભારી, બાહારથી લગાર ભુરી પણ અંદરથી સફેદ રંગની આવે છે.

Turbot. (ટરબાટ) લંડનનાં બજારમાં વેચાવી એક જાતની સરસ માછલી. કેહે છે કે દચ ઇઆને વલંદાનાં માછીમારઓ લંડનનાં બજારમાં આ માછલી એટલા મોટા જથામાં મોકલે છે કે એક લખનોરનાં જણાવવા મુજબ તેની ઊપજ ૮૦૦૦૦૦ રૂપીઆ વરસ દાહાડે થાએ છે. લંડનમાં તેનો મોહોટો ખપ છે.

Turkish Olibanum. (તુરકીશ ઓલીબેનમ) રૂમી મસતકી. જુવો Mastic (માસતીક).

Turmeric. (ટરમરીક) હલદ. એ એક જાતની જરી છે. અને તે બંગાલ તથા હીંદુસથાંનનાં બીજા જુજ ભાગો ઊપર, જાવા અને ચીન ખાતે ઊગે છે. એ ઊગમણનાં લોકોનાં ખાધામાં આવે છે. રંગ પીલો અને સવાદ કડવો છે. યુરોપમાં રંગનાં તથા દવાઇનાં કાંમમાં આવે છે.

Turpentine. (ટરપેનટાઇન) ટરપીટંન. રાજમોમાં અને બાલસમમાંથી નીકલતો રસ તે ટરપેનટાઇનિ છે. પણ તે ઘણુંએક બાલસમનાં જાહાડોમાંથીબી નીકલે છે. મુખીઅ કરી ટરપેનટાઇનિ તરણ જાતનાં આવે છે તેમાંઃ—

Common (સાધારણ) ટરપેનટાઇનિ"સકાચ ફર" અથવા પાઇનિ નાંમનાં જાહાડોમાં જખમ કરવાથી નીકલે છે. એ જખમ કરવા પછી તે જાહાડની નીચે દાટેલાં વાસણમા તપકીઆ કરે છે અને પછી તેને એકઠું કરીને તડકે સુકવીને સોજું કરવામાં આવે છે. અમેરીકામાં આએ કાંમ સીધીઓ કરે છે અને દર એકને હસતક ૩ થી ૪૦૦૦ જાહાડો સોંપવામાં આવે છે. એ ઘણું ઘાહારૂં અને જોરાવર વાસનુ તથા રંગ મેલાસ ભરેલો પીલો હોએ છે. જે જાહાડ તડકાંમાં વધારે રેહેતું હોએ અને જેમ તેની છાલ જાડી તેમ તેમાંથી વધારે રસ નીકલે છે. ૪૦ વરસનું જાહાડ થવા પછે તેમાંથી રસ નીકલવા માંડે છે.

Venice (વેનીસ)ટરપેનટાઈન એ લારચ નામના જાહાડમા જમીનથી આશરે બે ફીટની ઊંચાઈથી હોધગ પાડીને તેમા એક નળી મેલીને વાસનમા ઝીલીને પછી ગળને ગાળી કાહાડવામા આવે છે. એ લગાર પાતલું, ઓનના પીળા રંગનું અને ઓછા વાસનું છે.

Canadian Balsam એટલે કાનેડાની છાલનુ ટરપીટાઈન—ઊતર અમેરીકાના સરવેથી ઠંડા મુલકમા ઊગતા "બાલસમ" ના કેટલાએક જાહાડોમાથી કાહાડવામા આવે છે એનો રંગ લગાર સફેદ છે અને વાસ સારો છે

Chian or Cyprus (ચીઆન અથવા સાઈપરસનુ ટરપેનટાઈન—ઊતર આફ્રીકા અને યુરોપની દખણમા ઊગતા એક જાહાડની છાલમાથી કાહાડવામા આવે છે એનો વાસ પમરાત ભરેલો છે, તેનો રંગ ઓલો પીળો છે અને તે મધના જેહેવું પાતલુ આવે છે. એ જાત મોંઘી છે અને તેથી કેટલાએક તેમા "કામન" અથવા વેનીસનુ ટરપેનટાઈન ભેલીને ઠગાઈ કરે છે.

"ટરપીટાઈન" ને જો પાણીમા ભેલીને તેનો અરખ કાહાડવામા આવીએ હોએતો તેમાથી નીકળતો અરખ Spirit of turpentine કેહેવાએ છે. પણ જો પાણી ભેલીઆ વગર ગાલીએ હોએતો તેમાથી નીકલતા અરખને Oil of Turpentine કેહે છે હેવી રીતે અરખ કાહાડવા પછી જે કુચો રેહે છે તેની વેપારની રાજમ બનાવીઆમા આવે છે

Turpentine Oil (ટરપેનટાઈન આઈલ) ટરપીટન તેલ ટરપીટન નામના જે પરવાળી પદારથનુ વરણન ઊપર કરીએ છે તેમાથી ચોકસ રીતે આ તેલ કાહાડવામાં આવે છે એની બે જાત આવે છે એક લાલ જે સરસ ગણાએ છે અને બીજી સફેદ આવે છે ઘેરા રંગનાગરો અને વારનીશ બનાવનારા આ તેલનો મોટો ઊપીઓગ કરે છે. એન ઘરનો વાસ ટરપેનટાઈનનો જેવો

આવવાથી તેની બનાવટમાં આ તેલ ભેળવવામાં આવે છે એવો વાંક આ દારૂ બનાવનારાઓ ઊપર મુકવામાં આવીઓ હતો. સોજું ટરપેનટાઇન તેલ કદાચજ અને મુશ્કેલીથી મળી આવે છે.

Tutenag. (ટીઊટીનાંગ)ચીન તરફથી આવતી જસદનુ એક બીજુ નાંમ.

Turquoise.(ટરકુઆઇસ) ફીરોજો. એ નાંમનો એક કીમતી બલુ અથવા આસમાંની રંગનો ઘેરો પથર. એ ઇરાંનમાં નીશાપોર તરફની ખાનમાંથી નીકળે છે અને તે ખાંન તાંહાંનાં શાહાની મીલકત કેહેવાએ છે.

Twist. (ટુવીસટ) સુતર. જુઓ Yarn (ઇઆરન).

U

Ultramarine.(અલટરમેરીન) "લાજવરદ" નાંમનાં જાહાડનાં પાતરાંમાંથી બનાવેલો એક જાતનો બલુ રંગ. એ રંગ કધી જાંખો પડતો નથી. અને તે ઘણો માંઘો મલેછે. તેથી કરી ઘણાંઓ તેની બનાવટમાં ઠગાઈ વાપરે છે જેથી સોજો માલ કદાચજ મળે છે.

Umbrella. (અમબરેલા) છતરી. કાપડ અને કાગજની તેમજ જાવલીની બનાવેલી આવે છે. મુંબઈમાં આવતી છતરીઓ ચીનથી અને યુરોપનાં જુદાં જુદાં દેશોમાંથી આવે છે. ચીનાઈ રેશમી છતરીઓ ઈગલંડ અને ફરાંનસની છતરીઓને ટકર મારે છે. ઈગરેજી ઓરતો છતરી ઓઢવાને છીટ સમજતી નથી પણ દેશી ઓરતો રેવાજને લીધે જાહેર રસતા ઊપર છતરી લઈને ચાલવામાં છીટ સમજે છે.

Usance. (યુસનસ) હુંડીની મુંદત પાકી જવા ઊપરાંત, જુદાં જુદા દેશોની રીત પરમાંણે એક ને અથવા તરણ દાહાડા અને કોઈ વેલા એટલા મહીનાં મેહેરબાનીની રાહે વધારે આપવામાં આવે છે તેને "યુસનસ" કરી કેહે છે.

Usury. (યુસરી) નાંણાંનાં ઊપઓગને માંટે આપતું કરેલું વેઆજ. આ બોલ ઘણું કરીને સરેસતા અને ધારા ઊપરાંત લીધેલાં વે

આજને લાગુ પાડવામાં આવે છે. મુંબાઈનાં મારવાડીઓનાં પ આજને આ ખોજ બરાબર લાગુ પાડી શકાસે.

## V

Valerian. (વેલીરીઅન) જેઠામાંસી. જુવો Spikenard (સપાઈ કનરડ).

Valonia. (વાલોનીઆ) મોરીઆનાં ટાપુ અને લીવાંટ આગે થતું એક જાતનાં એક જાહાડનું ફલ.

Vanilla. (વનીલા) વેનીલ. મેકસીકો અને તેની પડોશનાં દેશમાં થ તાં એક જાહાડનાં સુલીઆં. એનો વાસ ઘણોજ ઠંડો અને ખુ શનોમા હોવાથી તે મીઠાઈનાં ચાકલેટનાં અને આઈસ્ક્રીમ બનાવવાનાં કામમાં આવે છે.

Varnish. (વારનીશ) રોગાન. એ રાજમ અને ટરપીનટાઈન, તથા બંદ રૂસ અને બીજા ગુંદરોમાંથી બને છે.

Vellum. (વેલમ) જુઓ Parchment (પારચમેંટ) વાછરડાંનાં ચા મડાંમાંથી બનાવે છે. ઘરોનાં ખતો અને બીજા અગતનાં દ સતાવેજો આવા કાગજો ઉપર લખવામા આવે છે, સબબ વખ ત જતાં જેવું તેવુંજ જલવાઈ રેહે છે.

Velvet. (વેલવેટ) મખમલ. રેશમી અને સુતરાઊ બે જાતની આવે છે. પેહેલી જાત ઘણીજ સરસ તેમ મોઘી મલે છે. બીજી હલ કી અને સસ્તી છે. એની સપાતી ઉપર હાથ ફેરવવાથી લીસી લાગે છે. તરેહેવાર રંગની બને છે. તરેહવાર પોશાકો તેનાં બના વવામા આવે છે. નવંગરો તેનાં ઉપર જરકીન કામ જડાવે છે. મરદો કરતાં ઓરતો અને બચાઓનાં વપડાસમા વધારે આ વે છે.

Verdigris (વરદીગરીસ) જંગાર અથવા જંગાલ. તરાબાનો લીલા રંગ નો કાટ. એ ઘણોજ જેહેરી છે. એ લીલા રગના કામમા પુશ કલ આવે છે. દવાઈમા પણ એ વપરાય છે.

Verjuice. (વરજ્યુસ) ફ્રાંનસ તરફ ખાતી દરાખોમાંથી કાહાડેલો સરકો.

Vermicelli.(વરમીસેલી)સેવ. ઘહુનાં આતાનો તાર. જે આપણી સેવને મલતો આવે છે. ઇંગરેજ લોકો "સુપ" ઇમ્આને સેરવો બનાવ વામાં વાપરે છે. ટીનનાં દાબરાઓમાં અતરે જહાબંધ આવે છે.

Vermillion.(વરમીલીઅન) કાચો હીંગલો. જુઓ Cinnabar (સીનાબાર).

Vinegaar. (વીનીગર) સરકો. દરાખ વીગરે બીજાં ફલોને તડકે સુકવીને બનાવેલો રસ. એનો સવાદ બહુજ ખાતો હોએ છે. હીંદુસથાં નમાં સરકો તાડીમાથી તેમજ જુની સેરડીમાથી પણ બનાવે છે. ચોકસ જાતનાં ખાંણાંને વધારે લેહેજત આપવાને સરકો વાપડ વામાં આવે છે. અચાર બનાવવામાં પણ એનો ખપ છે. ઊત રી ગએલા ખીર દારૂનો પણ સરકો બનાવે છે.

Vitriol. (વોટરીઅલ) કેટલાએક ધાતુઓનાં ગંધક સાથે મલવાથી થતા પદારથોને એ નાંમથી ઓલખે છે જેવા કેઃ—

Vitriol Blue. (વીટરીઅલ બલુ) મોરથુથુ. જુવો Copperas Blue (કાપરાસ બલુ).

Vitriol Green (વીટરીઅલ ગરીન) હીરાકસી. જુવો Copperas Green (કાપરાસ ગરીન).

Vitriol White (વીટરીઅલ વાહીટ) સફેદ ટુટીઆ. જુવો White Copperas (વાહીટ કાપરાસ).

Vitriol Oil (વીટરીઅલ આઇલ) ગંધકનો તેજાબ. જુવો Sulphuric Acid (સલફ્યુરીક આસીડ).

## W

Walnuts. (વાલનટ) અખરોત. ઇરાંન અને કાસપીઅન સમુદર તરફ થતાં એક જાહાડનાં કોટલાં વાલાં ફલ. ઇંગલંડમાં એનાં અચાર બનાવે છે. ઇરાંની અખરોટ સરવેમાં સરસ ગણાય છે.

Wanghees.(વાંહુંગીસ) એક જાતની જેમાંનથી આવતી નેટર.

Watches. (વાટચીસ) ઘડીઆલો. ઘડીઆલોની કલા પેહેલ વેહેલી હોલંડ દેશમાંથી નીકલી છે. ચીનમાં જે વેલાએ ઘડીઆલો દાખલ થયાં તારે સઘલા ચીનાઓ બેઉ બાજુએ બએ ઘડીઆલો રાખતા હતા, અને હાલબી કેટલાએકોમાં તે ચાલ છે. દરએક ધંધાદારી તથા વેપારી વંતરોગે બધાઓને તે એક અગતની ચીજ છે. મોટાં, વાગતાં ઘડીઆલોને "ટાઈમપીસ" કેહે છે.

Wax. (વાકસ) મીણ. મધ માખનાં પોરામાંથી મધ કાહાડી લીધા પછી જે કાંઈ રેહે છે તેને તાવી નાંખીઆથી મીણ થાએ છે, એ Bees wax કેહેવાએ છે પણ વેપારમાં એજ મીણ આવેઆથી કુલ મીણને એ નાંમ આપવામાં આવીઊં છે. તોબી મીન ઘણા જાહાડોમાંથી પણ નીકલી શકે છે, પણ તે કાહાડવાને પાલવતું નથી. એ મલાઈ કોસટા ઊપરથી ઘણું આવે છે.

Weld. (વેલડ) ગરેટ બરીટન, ઈટલી અને બીજી તરફ થતાં એક જાતના જંગલી રોપા જે લીલો રંગ બનાવવાના કાંમમાં આવે છે.

Whale bone.(વેહેલબોન) બોલબાઊ અથવા વેહેલબોન. મગરમછનાં ઊપલા હોટની ચોડે વલગેલા સીંગડાં જેહેવાં હાડકાં. એ હાડકાં ૧૨ ફીટ સુધી લાંબાં અને છેડેથી સુમારે એક ફીટ પોહોલાં આવે છે. મગરમછ ઊતરનાં દરીઆમાં ઘણું કરીને મલે છે. એમાંનાં કોઈ ૧૬૦ ફીટ લાંબાં હોએ છે. હાલ ઘણું કરીને ૬૦ ફીટનાં મલે છે. એનાં ચાંમડાંની નીચે સુમારે ૧ા ફીટ જાડી અરબી રેહે છે અને તે સંઘલી તેલ બનાવવાનાં કાંમમાં આવે છે. વલી તેના ફુકામાથી તેલ જેહેવા એક પદારથ નીકલે છે. દખણનાં સમુદરમાંથીબી તે મલે છે, પણ એના મુખીઅ સેકાર સમુદરમાજ થાએ છે. વેહેલબોન લાકડી, છતરીનાં સલાઆ વીગરે ચીજો બનાવવાનાં કામ આવે છે. તે ભાંગવા વગર મંડી શકાએ છે માટે એવા કાંમોને તે વધારે લાએક ગણવામા આવે છે.

Wheat. (વીહીટ) ઘહું. એક જાતનો લાલ અને પીલા રંગનો લાંબો અનાજ. સંઘલા અનાજોમાં ઘહું ઘણો પુસ્ટી આપનારો અનાજ છે. હીંદુસથાનમાં તે જાહાબંધ થાએ છે.

